સ્વ. અમ્બાલાલ કાળીદાસ પટેલ સ્મારક

# ગીતસંગ્રહ

સંગ્રાહક

સીતારામ નથુભાઇ

પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

# વિજ્ઞાપન

કવિશ્રી ન્હાનાલાલ સાચું જ કહે છે કે "ગુર્જર સુન્દરીના ગરબા ભરતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે." પહેલાં શરદની મીઠી ચાંદનીમાં અને વસન્તની શીળી જ્યોત્સ્નામાં ગામડાંનાં નરનાર ગરબા અને રાસથી ખેતીનો થાક ઉતારતાં અને જીવનનો લ્હાવ લેતાં. જીવનસંગ્રામની મુસીબતો તે વખતે આજના જેવી નહોતી અને પ્રજામાં ઉલ્લાસ હતો એટલે ગરબા અને રાસ આપોઆપ પ્રજાજીવનમાં ઓતપ્રોત થઇ ગયા હતા.

પણ આજે શું? આજે જીવનની હાડમારીઓ વધી છે, સ્ત્રીઓનાં શરીર અનેક કારણોને લીધે દુર્બળ બન્યાં છે, પુરુષોના શરીરમાં પહેલાંના જેટલી તાકાત રહી નથી અને પ્રજાજીવન અનેક ચિન્તાઓથી ગૂંગળાઇ જતું દેખાય છે. પ્રજામાં પહેલાંના જેવો ઉલ્લાસ નથી તેથી નિર્દોષ વિનોદો વિસારે પડતા ગયા છે. પરિણામે કવિ ખબરદાર કહે છે તેમ "આપણા ગરબાઓની હૈયા હલાવતી હીંચ તથા આપણા રાસડાઓની તાલભર છલંગો ભૂલાતી અને નિર્માલ્ય થતી ગઇ, આપણું કંઠસ્થ સાહિત્ય, આપણી અનુભવરસિક લોકકથા, આપણાં ગૃહભાવફૂળાં લોકગીત વગેરે ધીરે ધીરે અદૃશ્ય થતું ચાલ્યું."

સમાજની સંસ્કૃતિ જાણવાનું અને સાચવવાનું એક સાધન તેનું કંઠસ્થ સાહિત્ય છે. એ સાહિત્ય ચાંદનીમાં વારતહેવારે અને ખાસ કરીને નવરાત્રિમાં ગવાતા ગરબા અને રાસથી આજ સુધી ગુજરાતમાં સચવાઇ રહ્યું પણ ચિન્તાઓ વધવાને લીધે એ વિનોદપ્રસંગો પ્રજાજીવનમાં ઓછા થતા ગયા અને તેથી એ કંઠસ્થ સાહિત્ય પણ વિસરાતું ચાલ્યું.

હિન્દમાં નવયુગની ઉષા ઉગી છે એટલે હવે પ્રજાના મૃતપ્રાય થયેલા એ વિનોદપ્રસંગો સજીવન કરવાના પ્રયત્નો સ્થળે સ્થળે થઇ

રહ્યા છે. એ નૂતન હિન્દને અનુકૂળ થાય ત્હેવા ગરબા અને રાસ પ્રજાજીવનમાં ફરીથી પોતાનું સ્થાન લઇ હિન્દના ભાવી જીવનને રસાળ કરે અને લુપ્ત થતા નિર્દોષ વિનોદ અને સંગીત પ્રસંગો પાછા સજીવન થાય એ હેતુથી સ્ત્રીઓને ઉપયોગી આ વિવિધ રંગી ગીતસંગ્રહ સ્વ. અંબાલાલ કાળીદાસ પટેલ સ્મારક ફંડમાંથી પ્રકટ કરવામાં આવ્યો છે.

આપણું હાલનું કૈટુમ્બિક જીવન દુઃખમય થઇ પડ્યું છે! સાસુ અને વહુ વચ્ચે, નણંદ અને ભોજાઇ વચ્ચે સામાન્ય રીતે ઇર્ષ્યાએ ઘર ઘાલ્યું છે! સંકુચિત વૃત્તિને પરિણામે ઉદ્ભવતો આવો અભાવ ઓછો થઇ કુટુમ્બજીવનમાં ઘડીએ ઘડીએ થતા સ્વાર્પણ માટે પરસ્પર માન અને પ્રેમની વૃત્તિ ઉદ્ભવે એવાં ગીતોને સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે. રસથી છલકાતાં, નિર્દોષ મસ્તીથી ઉભરાતાં, સાદાઇથી ઓપતાં અને ગ્રામ્યજીવનનો સુન્દર અનુભવ કરાવતાં જૂના કવિઓનાં ગોપીગીતોને પણ અન્દર સ્થાન મળ્યું છે. એ દિશામાં થયેલા નવા પ્રયત્નોને પણ વિસરવામાં આવ્યા નથી.

'ગીતસંગ્રહ'ની બીજી આવૃત્તિ ગઇ સાલ પ્રકટ કરવામાં આવી હતી પણ ટુંક મુદતમાં જ તે ખપી ગઇ એટલે આ વર્ષે ત્હેમાં સુધારા વધારા કરેલી આ ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે.

જે જે કવિઓનાં ગીત આ સંગ્રહમાં પ્રકટ કરવામાં આવ્યાં છે તે સહુનો આભાર માનવાની આ તક લઉં છું. જે જે પુસ્તકોમાંથી એ કાવ્યો પસન્દ કરવામાં આવ્યાં છે તે તે પુસ્તકનાં નામ પણ લેખક સાથે આપવામાં આવ્યાં છે. જોડણી બનતા સુધી જે તે લેખકની કાયમ રાખવામાં આવી છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, } આશાભાઇ નરસિંહભાઇ પટેલ
આણંદ, વામનદ્વાદશી, ૧૯૮૫ } મંત્રી

# અનુક્રમણિકા

# ગીતસંગ્રહ



૧

## સખીઓને સંબોધન

આવો આવોને સખિઓ ! આજ રસતાળી પાડી,
કાંઇ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.

હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સૂરતની રમણી !

છબિ છટા ભરી, સોહાગ તપે મુખ, મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી આ ચતુરા !

રૂડી ઠરેલ બુદ્ધિ વિશાલ સ્હમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ આ ગૃહિણી !

નિજ ઉરના વિવિધ વિલાસરંગે રંગેલી,
મુંબઈની મોહનરૂપ સખિ ! આ અલબેલી !

અમૃત શા મિઠ્ઠા બોલ, પણ જ્ઞાને અધુરી,
એ કોકિલકંઠી નાર હાલારની મધુરી !

છો સુન્દર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ કહાવો.

જ્યહાં સિન્ધુ નિજ સન્તાન ધવરાવે બાળે,
જ્યહાં સાગર ઉછળે નીર મોતીની પાળે;

જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા;

એ અદ્દભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર ! પધારો ભાવવતી,

તેજસ્વી, મદડોલન્ત, જલની લક્ષ્મી જશી,
આવોને કચ્છની કોડ ભરેલી યુવતિ ! હશી.

આવો આવોને સહિયર ! આજ રસટહુકે ગુંજો,
કાંઇ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજો.

આ તમ કાજે ભરી છાબ ગીતનાં ફૂલડાંની,
લ્યો સત્કારો રસબાળ ! એટલી મહેમાની.

છે મુજ કુલની એ રીત, તાતે શિખવી ભલી,
લ્યો, ચરણ ધરૂં છું બ્હેન, વીરની વીરપસલી.

[રાસ, ભા. ૧ લો] ન્હાનાલાલ

૨

## રાસમન્દિરે

બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ,
રાસના વિલાસ અણમૂલ જો !
બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

મન્દિર શણગાર્યું સ્નેહ ફૂલડે રે લોલ;
સુન્દર છે શબ્દ સુવાસ જો !
બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

ઝુલે તોરણ સૂર તાલનાં રે લોલ;
ઝળકે માણિકય સમ ભાવ જો !
બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

નીતિ કુંકુમ ભર્યું આંગણું રે લોલ;
પૂરી રંગોળી સદ્‌બોધ જો !
બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

આશાભરી મ્હારી બ્હેનડી રે લોલ;
આશાભર્યા મારા રાસ જો !
બ્હેનાં ! પધારો રાસમન્દિરે રે લોલ.

[રાસમન્દિર] રાયચુરા

## ૩

## રાસ

( કુંજલડી હો! સંદેશો અમારો )

ચાંદની રાત ને કેસરીઆ તારલા,
રાસે રમવા આવજો જી રે!
સરખી સમાણી સૌ સહીયર સાહેલીઓ
સાથે તેડી લાવજો જી રે! ૧

આણી મેર પેલી મેર ગંગા ને જમના,
વચ્ચે વૃંદાવન ચોક છે જી રે;
ગોકુળ ને મથુરાં ને વ્રજ ને વૈકુંઠ,
આવ્યાં ચૌદે લોક છે જી રે. ૨

પગલે પગલે ઝબુકજો વીજળી,
ફૂલડાં ફૂટજો હાથમાં જી રે;
રાસે રમતાં ને ઘુમરી ઘૂમતાં
તાળી પૂરજો સાથમાં જી રે! ૩

નંદનવનથી મોંઘી છે ગુર્જરી
ગરબા ગરબી રાસથી જી રે;
ગુર્જરી કુંજ છે દેવોને દોહ્યલી
ગુર્જરી રાસના ઉલ્લાસથી જી રે! ૪

સારા સંસારના તાપથી તારવા
સુરના ફુવારા ઉડાડજો જી રે;

કંઠે કલ્લોલતાં, હૈયાં હિંચોળતાં,
રસની પરબ કંઇ માંડજો જી રે! ૫

આભે લખ્યા કંઇ અક્ષર ઉકેલતાં
હાથમાં આવ્યા તારલા જી રે;
રસની રસીલી સૌ સજનીઓ આવજો,
કંઠે ઝુલાવજો એ હારલા જી રે! ૬

ચાંદની રાત ને કેસરીઆ તારલા
રુમઝુમ રુમઝુમ ખેલજો જી રે;
ઉરને આંગણે ધમકે ધમકતાં
અદલ આનંદે રેલજો જી રે! ૭

[રાસચન્દ્રિકા] અરદેશર ફરામજી ખબરદાર

---

૪

## સખીને આમંત્રણ

( ઢાળ : મુજ અબળાને મોટી મીરાંત બાઇ ! )

ચાલો ને, સહિયર! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે!
પુણ્ય સલિલ અવગાહનથી, સખી! અંતર પાવન થઇએ રે!
ચાલો ને, સહિયર૦

પ્રભુના ગિરિથી અવતરે શાન્ત સદાશિવ નીરઃ
શમવે મનુકુલતાપને છાયા તરુવર તીર!

શીતલ સૌમ્ય સુધારસ, સુંદરી ! રેલી રહ્યો જઇ લઈએ રે !
ચાલો ને, સહિયર૦
સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ઘોષ:
લલિત કરી કલાન્તાત્માને પ્રેરે પ્રાણ પ્રબોધ !

સાડી સજો, સખી ! સ્નેહ સુરંગી: વારિ પરસ્પર દઇએ રે !
ચાલો ને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !

[પૂર્વાલાપ] મણિશંકર ર. ભટ્ટ

---

૫

## જળ ભરવાને ચાલો રે !

### ગરબી

જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલો રે, મધુરાં જળ ભરવા;
આજ અમુલખ લ્હાવો રે, મિઠલડાં જળ ભરવા,
ચાલો બ્હેનીઓ ! ચાલો રે, મધુરાં જળ ભરવા.

તરશે તરફડતાં મરે, બ્હેનો-ભાઈ અનેક,
પાવું અમૃત તેમને, એ જ ધરો મન ટેક.

ધાન્ય લણવાને ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવા,
લીલાં ક્ષેત્રોમાં મ્હાલો રે, ખીલ્યાં ધાન્યનાં કણ જ્યાં;
દયોને અનુપમ લ્હાવો રે, મધુર યૌવનભરમાં,
ચાલો સજનિઓ ! ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવા.

ભૂખ્યાં, ત્રાસતપ્યાં, દીસે મનુ બાલક ચોપાસ,
પ્રભુની આગ દઇ કરો, તૃપ્ત તેમને ખાસ.

ફૂલ વીણવાને ચાલો રે, મધુર ફૂલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલો રે, રુડેરાં ફૂલ વીણવા;
આજ આનંદ દહાડો રે, રસીલાં ફૂલ વીણવા.
ચાલો સાહેલી! ચાલો રે, રૂડાં ફૂલડાં વીણવા;

દુઃખ, ક્લેશ, ચિન્તાભર્યું જગ રડતું લાચાર,
કરો શાન્ત, આશાભર્યાં પુષ્પ તણા ધરી હાર.

રસ સિંચવાને ચાલો રે, મધુરો રસ સિંચવા,
યૌવનવન મ્હાલો રે, અમર ફાલ્યાં ફળ જ્યાં;
ગાનઝરણ ઝરાવો રે, લતાકુંજે લચતાં,
ચાલો સજનિઓ! ચાલો રે, મિઠલડો રસ સિંચવા;

સૂકી રસહીન બની રહી, હૃદયવાડી દેખાય,
વર્ષાવો અભિધાર ત્યાં પ્રફુલ્લ રમણીય થાય.

ગીત ઝીલવાને ચાલો રે, મધુરાં ગીત ઝીલવા,
આજ યૌવન મ્હાલો રે, પતિપ્રભુના ગીતમાં;
રમી રાસ હ્યો લ્હાવો રે, પ્રીતિભક્તિ ઉરમાં,
ચાલો બ્હેનીઓ! ચાલો રે, મધુરાં ગીત ઝીલવા;

નન્દન સુન્દર નન્દનો, વાયે રસીલી વેણુ,
અંતર ઝીલી અમૃતભર્યાં રેલાવો પ્રભુ રેણુ.

જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલો રે, રસીલાં અમી ભરવા;
હૈયોને આનંદ લ્હાવો રે, રુડેરાં અમી ભરવા,
ચાલો સાહેલી! ચાલો રે, મધુરાં જળ ભરવા.

[તરંગાવલિ] રામમોહનરાય

---

૬

## મહાદેવજીનો ગરબો

પીતળને લોટા રે ઉમિયા જળે ભર્યા રે લોલ,
દાતણ કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે
શિવ મહાદેવનો રે લોલ.

ત્રાંબા ને કુંડીઓ રે ઉમિયા જળે ભરી રે લોલ,
નાવણ કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે૦

ચીનાઇ ને પ્યાલા રે ઉમિયા તેલે ભર્યા રે લોલ,
મરદન કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે૦

રાંધીને રસોઇઓ ઉમિયા થાળે ભરી રે લોલ,
ભોજન કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે૦

પાન ને સોપારી ઉમિયા એલચી રે લોલ,
મુખવાસ કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે૦

ઢાળ્યા રે ઢોલિયા ઉમિયા અતિ ઘણા રે લોલ,
પોઢણ કરશે પારવતીનો કંથ, ગરબો રે ગાઇએ રે૦

---

૭

## સાત સમુદ્રની વા'લે ગોળી રે કીધી

સાત સમુદ્રની વા'લે ગોળી રે કીધી,
મેરૂ પર્વત રવાયો રે લોલ,
આજ મારે વલોણુવાર છે રે લોલ.
માતા જસોદાજી તમારા કા'નને,
મહીડાં વલોવવાને મેલો રે લોલ. આજ૦

એક કોર કા'નજી કાળા વલોવે,
બીજી કોર રાધિકાજી ગોરાં રે લોલ. આજ૦

ભલે મળ્યો મ્હેતા નરસૈંનો સ્વામી,
ગોપિયું આનંદ પામી રે લોલ. આજ૦

---

૮

## હાંરે દાણુ માગે

હાંરે દાણુ માગે રે દાણુ માગે,
હાંરે તારી મીઠડીના બોલ બાણુ વાગે રે. દાણુ માગે૦

હાંરે કા'ન કીયા મુલકનો સુબો,
હાંરે કા'ન મારગ વચ્ચે ઉભો રે. દાણુ માગે૦ ૧

હાંરે કા'ન કીયા મુલકનો રશિયો,
હાંરે મારા મારગ વચ્ચે વશિયો રે. દાણુ માગે૦ ૨

હાંરે કા'ન કીયા મુલકનો દાણી,
હાંરે કા'ન મારી નવરંગ ચુંદડી તાણી. રે. દાણુ માગે૦ ૩

હાંરે કા'ન કીયા મુલકનો મ્હેતો,
હાંરે કા'ન મારગ વચ્ચે રહેતો રે. દાણુ માગે૦ ૪

હાંરે કા'ન જળ જમુનાને આરે,
હાંરે એમાં કોણ જીત ને કોણ હારે રે. દાણુ માગે૦ ૫

હાંરે કા'ન નથી સાકર નથી મેવા,
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવા રે. દાણુ માગે૦ ૬

હાંરે મ્હેતા નરસૈંના સ્વામીને વારી,
હાંરે ગૌ ગોવાળીઆમાં ચારી રે. દાણુ માગે૦ ૭

૯

## પ્રણય-કલહ

પ્રભુજી વનમાં ચારે ધેન, વગાડે રૂડી વાંસળી રે લોલ
રાધા ગોરી ભાતડિયાં લઇ જાય, ચલાણે ચોખ્યાં ચૂરમાં રે લોલ
પ્રભુજી કયાં રે ઉતારૂં ભાત કે કયાં બેસી જમશો રે લોલ
રાધા ગોરી આસોપાલવને ઝાડ કે ફરતી છાંયડી રે લોલ
રાધા ગોરી ત્યાં ઉતારો ભાત કે ત્યાં બેસી જમશું રે લોલ
રાધા ગોરી ડુંગર ચડિયલ ધેન કે ધેન પાછી વાળજો રે લોલ
પ્રભુજી તમારી ચારેલ ધેન કે અમ થકી નહિ વળે રે લોલ
પ્રભુજીને ચટકે ચઢીએલ રીસ કે જમતા ઉઠિયા રે લોલ

મારી મારી અવળી સવળી ઠોંઠ કે ડાબા પગની મોજડી રે લોલ
રાધાજીને ચટકે ચઢીએલ રીસ કે ભોગળ ભીડિયાં રે લોલ
ઝીણા ઝરમર વરસે મેઘ પ્રભુ ભીંજાય બારણે રે લોલ
રાધા ગોરી ઉઘાડો જોડ કમાડ પ્રભુ ભીંજાય બારણે રે લોલ
જાવ જાવ માનેતીને મો'લ કે આંહી શીદ આવિયા રે લોલ
જાશું જાશું માનેતીને મો'લ કે પછી થાશે ઓરતા રે લોલ
પ્રભુજીને આંગણુ ઉડી ફૂઇ કે કંકર નાંખિયા રે લોલ
ધબકે ઉઘડ્યાં જોડ કમાડ કે પ્રભુની ગોતે નિસર્યાં રે લોલ
કોઇ મને દેખાડો દીનાનાથ કે આપું વધામણી રે લોલ
આપું આપું હૈડા કેરો હાર કે માથા કેરી દામણી રે લોલ.

[રઢીયાળી રાત ભા. ૩]

---

## ૧૦

## હરિ વેણુ વાય છે

હરિ વેણુ વાય છે રે હો વનમાં,
તેનો ભ્રેડ વાધ્યો, મારા તનમાં;
ચિત્તડામાં ચટપટી રે હો લાગી,
જીવણુ જોવાને હું જાગી.

રસિયાજીને રે હો રાગે,
વ્યાકુળ કીધાં છે વૈરાગે;
ગતમત ભૂલી રે હો ગૃહની,
વનમાં વાંસળી વાગી ભ્રેહની.

સેંથે કાજળ રે હો સાર્યાં,
પ્રેહ્મમાં બાળકને રે વિસાર્યાં;
ધીરજ ટળિયાં રે હો ધ્યાને,
કંકણુ નેપુર પેહર્યાં કાને.

પ્રીતે પરવશ રે હો કીધાં,
લજ્જા લોપી, મન હરી લીધાં;
વા'લમ બોલ્યા રે હો વનમાં,
મુળદાસ મહાસુખ, પામ્યા મનમાં,
હરિ વેણુ વાય છે રે હો વનમાં.

---

૧૧

## મારા પ્રભુજીને પાંચસેં પાંકડાં

મારા પ્રભુજીને પાંચસેં પાંકડાં,
નવસેં ધેનુ દુઝે, એલા નંદના ગોવાળી.

શેમાં દોશું ને શેમાં વલોશું,
શેમાં છાશું કરશું, એલા નંદના ગોવાળી.

સાત સમદર ગોળી રે કીધી,
માંકડી કીધી ચંદનની, એલા નંદના ગોવાળી.

નવકુળ નાગનાં નેતરાંરે કીધાં,
મેરૂ કીધો રવાયો, એલા નંદના ગોવાળી.

હું રે નાનકડી વલોણું ભારે,
એકલડી કેમ તાણું, એલા નંદના ગોવાળી.

સાસુ તે મારી ગામ સધાવ્યાં,
નણુદલી રીસાણાં, એલા નંદના ગોવાળી.

માતા જશોદા કાનુડાને મેલો,
મહીડાં વલોવાં મારાં, એલા નંદના ગોવાળી.

મારો તે કા'ન ગોપી બાળો ને ભોળો,
મહીડાંની વાત શું જાણે, એલા નંદના ગોવાળી.

એક કોર કા'નજી કાળા વલોવે,
એક કોર રાધકાજી ગોરાં, એલા નંદના ગોવાળી.

હળવે હળવે નેતરાં તાણો કાનાજી,
નંદવાશે મારી ગોળી, એલા નંદના ગોવાળી.

નંદવાશે ગોળી, મારી ચોળી છંટાશે,
નવરંગ ચુંદડી ભીંજાશે, એલા નંદના ગોવાળી.

એટલું કીધું, ને કા'ન રીસાઇ ચાલ્યા,
જઇ વનરાવન વસ્યા, એલા નંદના ગોવાળી.

ચાલો દેરાણી, ચાલો જેઠાણી,
કા'ન મનાવાને જઇએ, એલા નંદના ગોવાળી.

---

૧૨

## આ શો રૂડો બંસી બટનો ચોક

આ શો રૂડો બંસી બટનો ચોક કે,
મળી મહી વેચવા રે લોલ.
મારગ મળિયા મારા નાથ કે,
મુજને આંતરી રે લોલ.
ફોડ્યાં મારાં મહીનાં માટ કે,
ગોરસ ઢોળિયાં રે લોલ.
ગોપી ચાલી નંદદરબાર કે,
ગોકુળ ગામની રે લોલ.
વારો જશોદા તમારા કા'ન કે,
નિત આડી કરે રે લોલ.
ફોડયાં મારાં મહીનાં માટ કે,
ગોરસ મારાં ઢોળિયાં રે લોલ.
જશોદાને ચટકે ચઢીએલ રીસ કે,
લટકે નીસર્યાં રે લોલ.
હાથમાં લીધી કરેણુની સોટી કે,
કૃષ્ણ કદંબ ચઢ્યા રે લોલ.
ઉતરો ઉતરો મારા બાળ કે,
કહું એક વિનતિ રે લોલ.
માતા જશોદા તમારી આણ કે,
ગોપી સર્વે જૂઠડી રે લોલ.

---

૧૩

## મોહન માયા લગાડી

હો કનૈયાજી રે, અમને મોહન માયા લગાડી અલબેલા:
વનમાં વેણુ વગાડી અલબેલા, હો કનૈયાજી રે૦

બંસી બટ પનઘટ નિકટ, ગટ યમુના યદુવીર
નાચે નટવર નંદના, હરિ હળધરના વીર
લીલી લવિંગ લતા શોભતીજી રે.
લીલાં વન વૃક્ષવેલ વાડિયે જી રે, મારા વાલાજી–લીલી૦

ચાલો સખી જઇએ ત્યાં જ્યાં વસે વ્રજરાજ,
નીર ભરંતાં પ્રભુ મળે એક પંથ બે કાજ.
રસિયાજી રાસ રમાડો રે અમને રસિયાજી રાસ રમાડો
સમી રે સંધ્યાની આવી સરીખી સાહેલી
આનંદ અંગ પમાડો રે અમને રસિયાજી રાસ રમાડો.

બંસી બટ સમ બટ નહિ, નંદ ધામ સમ ધામ,
વૃંદાવન સમ વન નહિ, કૃષ્ણ નામ સમ નામ.

કા'નજીને માથે મણી જડયાં મોળીયાં રે,
તારા મોળિયાનો બડો બડો ઠાઠ.
ખમા ખમા રૂપાળા કા'નને,
કા'નજીને કાને કુંડળ હૈયે હાર
ખમા ખમા લટકાળા કા'નને—હો કનૈયાજી રે૦

## ૧૪

# ગેડી દડે

સોનલા ગેડી ને રૂપલા દડુલિયો રે
કાન કુંવર ગેડી દડે રમવા જાય !
ડુંગરે ચડીને દડુલો દોટાવિયો રે
જઇ પડયો જળ–જમના ભરપૂર
જમનાજીને કાંઠે કદંબ કેરાં ઝાડવાં રે
ઝાડવે ઝાડવે કાળા નાગ !
ઝાડવે ચડીને નાગ ઝંઝેડિયા રે
આ તે ક્યાંથી નાનાં બાળ !
કાં તો તારી માતાએ તને મારિયો રે
કાં તો તારે દાદે દીધી ગાળ !
કાં તો તારે ભાઇબંધે તને ભોળવ્યો રે
કાં તો તારા વેરીએ બતાવી વાટ !
કાં તો તું બાલમાંથી ભૂલો પડયો રે
કાં તો તારો લપટયો ડાબો પગ
કાં તો તારા છોરૂડે છંછેડિયો રે
કાં તો તારા ઘરમાં નાર કજાત.
નથી મારી માતાએ મને મારીઓ રે
નથી મારા દાદે દીધી ગાળ.
નથી મારા ભાઇબંધે મને ભોળવ્યો રે
નથી મારા વેરીએ બતાવી વાટ.

નથી હું તો બાળમાંથી ભૂલો પડયો રે
નથી મારો લપટયો ડાબો પગ.
નથી મારાં છોરૂડે છંછેડિયો રે
નથી મારા ઘરમાં નાર કજાત.
હું તો તારાં કમળ ફૂલ લેવા આવિયો રે
ઘેર મારી માએ તેડયા જાગ.

× × ×

નાગ વિના કેમ રહે એની નાગણી રે
નર વિના કેમ રહે ઘરનાર
કાળિનાગ નાથીને કૃષ્ણ પધારીઆ રે
જશોદાએ મોતીએ પૂર્યા થાળ.

[રઢીઆળી રાત ભા. ૩]

---

૧૫

## ગોપી અને દાણી વચ્ચે ઝગડો

### ગરબી

ગોપી—તમે અજાણ્યા અમે જાણીએ રે,
મારો પાલવડો નવ તાણીએ રે,
તમે સમજી લો મન માંય રે, શામળિયા, વા'લા શે'ની સેગળા રે.

દાણી—નારી શું રે સમજાવે તું મુજને રે?
હું તો નહીં રે જવા દઉં તુજને રે,
તારી મરડીને રાખીશ માંય રે અહિયારી, રાધા દોની દાણ રે.

ગોપી—અલ્યા બાંહે શું મોડે શામળા રે,
  તારા કરના ઉતારીશ આમળા રે,
કપરૂં છે કંસનું રાજ રે શામળિયા, વા'લા૦ ૧

દાણી—નારી કંસ થકી શું થાય છે રે,
  એવા કંઇ રે આવ્યા કંઇ જાય છે રે,
તારા ઉરનો ઉતારીશ હાર રે મહિયારી, રાધા૦ ૨

ગોપી—અલ્યા હૈડાનો હાર તૂટશે રે,
  મારા માથાની લટ છૂટશે રે,
મારી સાસુડી દેશે ગાળ રે શામળિયા, વા'લા૦ ૩

દાણી—નારી આળ ને ગાળ કોને ચડે રે,
  નારી લેણું હોય તો તે લડે રે,
તારા ઘરમાં નથી કંઇ કામ રે મહિયારી, રાધા૦ ૪

ગોપી—અલ્યા કામ શું કહીએ વિઠ્ઠલા રે,
  મેં તો તુજ સરીખા બહુ દીઠલા રે,
મેલો મેલોની મારો હાથ રે શામળિયા, વા'લા૦ ૫

દાણી—નારી હાથ ન મેલું તાહરો રે,
  આ બીજમાં અમલ છે માહરો રે,
હવે દાણ મેલ્યાં કેમ જાય રે મહિયારી, રાધા૦ ૬

ગોપી—અલ્યા દાણી તો કાળો કહાવીઓ રે,
  મૂકી મથુરાં ને ગોકુળ આવીઓ રે,
ચારી નંદરાયની ગાય રે શામળિયા, વા'લા૦ ૭

દાણી—નારી ગાય ચારે શું થાય છે રે,
આપણા બેઉનાં કારજ થાય છે રે,
એમાં મેણુલિયાં નવ હોય રે મહિયારી, રાધા૦ ૮

ગોપી—તમો મનમાં ન આણો વિઠ્ઠલા રે,
મેણાં માણસને લાગે ઘણાં રે,
તમને લંપટને નહીં લાજ રે શામળિયા, વા'લા૦ ૯

દાણી—એવી લાજ ધરો છો સુંદરી રે,
ત્યારે મહી વેચવા શીદ નીસરી રે,
શીદ આવી અમારી વાટ રે મહિયારી, રાધા૦ ૧૦

ગોપી—અમે અહીંઆં તે દહાડી આવતાં રે,
અમે જતાં તે દાણ ચૂકવતાં રે,
તમે સખી રૂઘનાથના સ્વામી રે શામળિયા, વા'લા૦ ૧૧

---

## ૧૬

## ધન્ય આજની ઘડી રળિયામણી

હાં રે ધન્ય આજની ઘડી રળિયામણી
હાં રે મારો વા'લો આવ્યાની
વધામણી હો જી રે, વધામણી હો જી રે, આજની૦

હાં રે હું તો મોતીડાના ચોક પુરાવતી,
હાં રે મારા વા'લીડાની આરતી ઉતારતી
હો જી રે, ઉતારતી હો જી રે, આજની૦

હાં રે અમે ચ્યાં'તાં વા'લમજીને વારણે,
હાં રે મ્હેતા નરસૈંના સ્વામી ઉભા બારણે
હો જી રે, ઉભા બારણે હો જી રે. [illegible]૦

---

૧૭

## દળ હાલ્યાં ને વાદળ ઉમટયાં

દળ હાલ્યાં ને વાદળ ઉમટયાં રે,
એ.......ગોકુળમાં ટહુક્યા મોર,
મળવા આવો સુંદર વર શામળા રે.

તમે મળવા તે ના'વો શા માટે રે,
હાં રે તમે છો રે સદાયના ચોર. મળવા આવો૦

તમે ગોકુળ ગોધેનુ ચારતા રે,
હાં રે તમે ભરવાડોના ભાણેજ. મળવા આવો૦

મ્હેતા નરસૈંના સ્વામી શામળા રે,
અમને સંગે રમાડ્યાં રાસ. મળવા આવો૦

---

૧૮

## આશાભર્યાં અમે આવિયાં

આશાભર્યાં અમે આવિયાં ને મારે [illegible] રમાડ્યાં રાસ રે,
આવેલ આશાભર્યાં.

શરદ પૂનમની રાતડી ને પેલો ચંદ્ર ચડ્યો આકાશ રે,
આવેલ આશાભર્યાં.

ઉતારા દેશું ઓરડા રે એને દેશું મેડી કેરા મ્હોલ રે,
આવેલ આશાભર્યાં.

દાતણ દેશું દાડમી રે એને દેશું કણેરી કામ રે,
આવેલ આશાભર્યાં.

ન્હાવણુ દેશું કુંડિયું રે એને દેશું નદીકેરાં નીર રે,
આવેલ આશાભર્યાં.

ભોજન દેશું લાપશી રે એને દેશું કઢીએલ દૂધ રે,
આવેલ આશાભર્યાં.

મુખવાસ દેશું એલચી રે એને દેશું પાન પચાસ રે,
આવેલ આશાભર્યાં.

પોઢણુ દેશું ઢોલીઆ રે એને દેશું હીંડોળાખાટ રે,
આવેલ આશાભર્યાં.

---

## ૧૯
## વાંસલડી

ચાલો જઇએ શ્રી યમુનાને તીર, વાંસલડી તો વાગી રે વનમાં,
મને રહેતી નથી જરા ધીર, વાંસલડી તો વાગી રે વનમાં.

વૃન્દાવનની કુંજમાં પુષ્પલતા ને પાન,
મેના પોપટ બોલતાં રે, રૂડાં પંખી કરે છે ગાન. વાંસલડી૦
વારી કુંજ કદમતણી, છાયા ગંભીર ઘોર,
બેઠા કદમની કુંજમાં રે, વેણુ નાદ કર્યો યદુવીર. વાંસલડી૦
ચાલો આપણુ ત્યાં જઇએ, રાસ રચ્યો છે જ્યાંય,
દાસ ખોડાને દયા કરી રે, પ્રભુ ઝાલજો મારો હાથ, વાંસલડી૦

---

૨૦

## વાંસળી

વાગે વૃન્દાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કા'ન;
નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન. વાગે૦

તરૂની શાખાઓ ઝૂમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝૂલી રહી રે, (૨)
ભાગ્ય અમારાં આજ! વાગે૦

જમના નીર ચાલે નહીં રે મૃગમન મોહ જ થાય;
પંખી માળામાં હાલે નહીં રે (૨)
નાદ સુણી ન રહેવાય. વાગે૦

વાછરૂ કાન દઈ સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ઝાળા તોડી તહાં પળે રે (૨)
નાદ સુણવાને કાન. વાગે૦

ફૂલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીઓ છે ભાણ;
શંકર સમાધિ મેલી રહ્યા રે (૨)
થયું જગતને લાણ. વાગે૦

કાને પડીઓ તે બજનારને રે વ્હાલાજીનો રે નાદ;
સાંભળતાં તજી નિજ ધામને રે (૨)
ધાઈ ગયાં સૌ સાથ. વાગે૦

લીલા કેવી કુંજધામની રે! પવન થયો ગતિ ભંગ;
દેવતા વૃષ્ટિ કરે પ્રસન્ન થઇ રે (૨)
દેખી વ્રજનો ઉમંગ. વાગે૦

દયારામ

---

૨૧

## વેરણ વાંસલડી

વ્રજનારી—

ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે! વ્રજની નારને;
શું શોર કરે? જાતલડી તારી તું મન વિચારને.
તું તો જંગલ કાષ્ટ તણો કટકો;
રંગરસિયે દીધો રંગ ચટકો;
અલી! તે પર આવડો શો લટકો? ઓ વાંસલડી૦

તને કા'નકુંવર કરમાં રાખે;
તું અધર તણો રસ નિત ચાખે;
તું તો અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી૦

તું તો મોહનના મુખ પર મ્હાલે;
તુ જ વિના નાથને નવ ચાલે,
તું તો શોક્ય થઇ અમને સાલે, ઓ વાંસલડી૦

તને હરિએ હાથ ગ્રહી લીધી;
તને સૌમાં શિરોમણિ કીધી;
ક્ષણ મુખથી નવ મૂકે વીલી. ઓ વાંસલડી૦

હું તો તુજને આવી નવ જાણુતી;
નહિ તો તુ જ પર મહેર ન આણુતી;
તારાં ડાળ મૂળ સાહીને તાણુતી. ઓ વાંસલડી૦
દયાના પ્રીતમને પૂરણુ પ્યારી;
તને અળગી નવ મૂકે ન્યારી;
તારો ભેદ ગુણુદિસે ભારી. ઓ વાંસલડી૦

દયારામ

---

૨૨

## બંસીની ધૂન

(રાગ–' ઝીણા મોર ટહૂકે છે લીલી નાઘેરમાં.')

કહાન ભાન ભૂલવે જો બંસીની ધૂનમાં !
બંસીની ધૂનમાં, ખેલે રસ તાનમાં, કહાન.
ડોલી રહ્યો કહાન, બંસીની ધૂનમાં,
થંભ્યાં કાલિન્દીનાં નીર રાજ, કહાન.
ફરકે કુન્તલ શ્યામ, બંસીની ધૂનમાં;
નયને જાદૂના પ્રકાશ રાજ, કહાન.
સોહી રહ્યો શ્યામ, બંસીની ધૂનમાં,
છેડી રહ્યો મીઠા સૂર રાજ, કહાન.
વ્રજનાર ઘેલી બની, બંસીની ધૂનમાં,
અવળાં ભૂષણુ સજી ધાય રાજ, કહાન.
પ્રેમદીપક જાગે, બંસીની ધૂનમાં,
ભવનાં બંધન છૂટી જાય રાજ. કહાન.

[ગુણુસુંદરી વર્ષ ૬.] સૌ. દીપકબા દેસાઈ

---

૨૩

## નહિ જાઉં રે જમુના જળ ભરવા

નહિ જાઉં રે જમુના જળ ભરવા,
ઉભો કાનુડો મારૂં મન હરવા—નહિ૦
પીતળ લોટા જળે ભરાવું (૨)
દાતણના મિષે મન હરવા—નહિ૦
ચીનાઇ પ્યાલા તેલે ભરાવું (૨)
મર્દનના મિષે મન હરવા—નહિ૦
ત્રાંબા તે કુંડીઓ જળે ભરાવું (૨)
નાવણના મિષે મન હરવા—નહિ૦
રાંધી રસોઇઓ અતિ ઘણી રે (૨)
ભોજનના મિષે મન હરવા—નહિ૦
લવિંગ સોપારી ને પાનનાં બીડાં (૨)
મુખવાસના મિષે મન હરવા—નહિ૦
સાવ સોનાનાં સોગટાં રે (૨)
રમતના મિષે મન હરવા—નહિ૦

---

૨૪

## શ્યામ રંગ સમીપે ન જાવું

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામ રંગ—ટેક
જેમાં કાળાશ તે સહુ એક સરખું
સર્વમાં કપટ હશે આવું. મારે૦

કસ્તુરીની તે બાંધી કરૂં નહિ
કાજળ ન આંખમાં અંજાવું. મારે૦

કોકિલાનો તે શબ્દ સુણું નહિ
કાગવાણી શકુનમાં ન લાવું. મારે૦

નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં
જમનાના નીરમાં ન નહાવું. મારે૦

મરકત મણિ ને મેઘ દૃષ્ટે ના જોવા
જાંબુ, વંત્યાક નહિ ખાવું. મારે૦

દયાના પ્રિતમ સાથે મુખે નીમ લીધો
મન કહે પલક ન નિભાવું. મારે૦

---

૨૫

## હાંરે સખી! દીઠો ડોલરિયો

હાંરે સખી! દીઠો ડોલરિયો કાળંદરીને કાંઠે ઉભો રે,
પ્રાણજીવને રૂડું પહેર્યું પીતામ્બર હાંરે મોર મુગટ મનોહર ધરિયો.
વાંસળી વગાડે ને મોહ પમાડે હાંરે જુઓ ચાળા જાદુડાનો ભરિયો.
બીને વાને પણ ભલો શોભે છે હાંરે પહેલો ગુંજાનો હાર હૈયે ધરિયો.
વઢનારી નારીઓ તો કહે છે વઢકારો હાંરે મને લાગે છે કાં'ચણનો દરિયો,
માંકડાં લઇને કાલે માખણ માગતો હાંરે મારા ફળિયામાં ઘેરઘેર ફરિયો.
કેંકવાર આંગણે નચાવ્યો નાનકડો હાંરે પેલો કા'નકુંવર કેસરિયો,
રંગીલો નાથ ઋષિરાજ કહે રૂપાળો હાંરે એ તો આપણે કાજે અવતરિયો.

---

૨૬

## કૂવાને કાંઠે

( પાલવડો મારો મેલો, મોહનજી )

બોલ રે બોલ, મારા કાલા હો કહાનજી!
  આવડલી મત કોણે દીધી રે લોલ?
કૂવાને કાંઠે અમે મૂંગાં રે ઉભલાં,
  કોણે પરાણે ગત કીધી રે લોલ? ૧

સાતે તે સમુદર કૂવામાં સાંપડ્યા,
  ગળણું નાખીને રહું ન્યાળી રે લોલ;
બાર બાર વેળા લોડાં ઉતાર્યાં,
  ભરૂં ભરૂં ને આવે ખાલી રે લોલ. ૨

થાકી થાકીને મારી કેડ વળી વાંકી,
  ભમ્મર તો મારી ભીંજાણી રે લોલ;
તેરમી વેળા મારૂં બેડલું ઉતાર્યું,
  લીધું છલોછલ તાણી રે લોલ. ૩

લપતો ને છપતો આવ્યો ત્યાં કહાનજી,
  ઓળા પડ્યા ત્યાં મારે હૈયે રે લોલ;
છટક્યું ત્યાં ગળણું ને ફૂટ્યું તે બેડલું:
  તુંને શું, કહાનજી! કહીએ રે લોલ? ૪

એવું તે કહેતાં મારી આંખોમાં ઉભરે,
  સાતે સમુદર રેલી રે લોલ;

કહાનજી! બેડલું ભાગ્યું તેં મારૂં,
ઘેર કેમ જાઉં એકલી રે લોલ? ૫

બારસેં બેડલાં કોરાં અપાવું,
અમૃત ભરાવું કૂવે રે લોલ:
સાતે સમુદરનાં ખારાં છે પાણીડાં,
મારા છે સમ, શાની રુવે રે લોલ? ૬

કૂવાને કાંઠે અમે મૂંગાં રે ઊભલાં,
એવી તે ગત કોણે કીધી રે લોલ?
બોલ રે બોલ, મારા કાલા હો કહાનજી!
આવડલી મત કોણે કીધી રે લોલ?

[રાસચન્દ્રિકા] અરદેશર ફરામજી ખબરદાર

---

૨૭

## મુજ ગામડે

( ઢાળ : ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ. )

ગોવિન્દ ! પધારો મુજ ગામડે રે લોલ;
ગામડે ગવાય તમ ગાન જો ! ગોવિન્દ !

ઝૂંપડી હમારી પ્રભુ! છાજની રે લોલ;
બનશે વૈકુંઠ સમ ધામ જો ! ગોવિન્દ !

દૂધલડાં દોહી ગોરી ગાયનાં રે લોલ;
પાશું ભરી ભરી પાત્ર જો ! ગોવિન્દ !

ઢેબરાં ને ઘેંસ, રૂડી રાબડી રે લોલ;
ધરશું મ્હેમાની નિર્દોષ જો ! ગોવિન્દ !

ભાવના ભૂખ્યા પ્રભુ ભાવતા રે લોલ;
પ્રિત થકી નિત્ય ધરૂં ધ્યાન જો ! ગોવિન્દ !

હઇડાં ધરીશું પ્રભુચરણમાં રે લોલ;
દેશું કંઇ સ્નેહ-સન્માન જો ! ગોવિન્દ !

ગોકુળપતિ ! વ્હેલા આવજો રે લોલ;
જુએ વ્રજબાળા વાટ જો ! ગોવિન્દ !

[રાસ મન્દિર] રાયચુરા

---

૨૮

## ઓધવજીનો સંદેશો

### ગરબી

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, મારા સમ જો મૂકી મનનો મેલ જો;
કાંનુડો કપટીરે આવડો કેમ થયો, છળ કરીને છેતરીએ નહિ છેલ જો.
આટલા દિવસરે આવું નવ જાણતી, ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગ જો;
પાણીડાં પીનેરે ઘર શું પૂછીએ, બાળપણામાં કીધો એ શું સંગ જો.
અણુતેડયાં જાતાંરે નંદને આંગણે, વણુ કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
એવેરે મિષે જઇ મળતાં મા'વને, પલકે પલકે કરતી હું પરણામ જો.
દીવડિયા મિષેરે દૂરથકી આવતી, વડો કરીને વળતી વારંવાર જો;
મોહનના મુખનાંરે લેતી મીઠડાં, જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો.
આણીથી છાના રે મેવા લાવતાં, વાટકડીમાં દેતાં ગોરી ગાય જો;

દૂધે ને દહિંયેરે હરિને સિંચતા, મેં જાણ્યું જે જીવન મોટા થાય જો.
વેરીડાં કીધાં રે વ્રજનાં લોકને, વ્હાલા કીધા ગોપી ગિરધરલાલ જો;
ફૂલડિયે પાંખડિયે હું નહિ ફૂબતી, કેમ વિસાર્યું વિઠ્ઠલજીએ વ્હાલ જો.
જમાડી જમતાં રે જીવન પ્રાણને, પવન કરીને પોઢાડતી પર્યંક જો;
એવાંરે સુખડાં તો સુપને વહી ગયાં, વેરી વિધાતાએ અવળા લખિયા અંક જો.
આભૂષણ ધરતાંરે હરિને અતિ ઘણાં, મોર મુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માલતાં, નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાન જો.
વાસીદું વાળંતાં ધરતી માતનું, રખે ઉડે રજ રસિયા કેરે અંગ જો;
આંખલડી આગળથી હરિ નવ મૂકતી, શા માટે હરિ તજ્યો અમારો સંગ જો.
દુઃખડાંની વાતોરે કયાં જઇ દાખવું, કહીએ છીએ પણ કહ્યું ન માને કોય જો;
કૂવાની છાંયડી તે કૂવામાં સમે, તસ્કરની મા કોઠીમાં પેસી રોય જો.
અમારા અવગુણ રે હરિના ગુણ ઘણા, જોઇ ન કરીએ વડા સંઘાતે વેર જો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી મહેર જો.

---

૨૯

## ગોળી ફોડી

ગોળી ફોડી મારી ગોળી ફોડી,
જુઓ જસોદા ગોળી ફોડી.

ગાયની ગમાણે ગોવિંદ સંતાયા,
વાછરૂ તો મારાં મેલ્યાં છોડી. જુઓ૦

સૂતાં બાળકનાં અંગ મરોડ્યાં,
નેયાં ને નેતરાં નાખ્યાં તોડી. જુઓ૦

શીંકેથી રે વ્હાલે ગોરસ ઉતાર્યાં,
ખાધાં નહિ એટલાં નાખ્યાં ઢોળી. જુઓ૦
ચાર પાંચ ગોપીઓ ટોળે મળીને,
કા'નાને બાંધીએ તાણી તાણી. જુઓ૦
ચાલો જશોદા માતાને કહીએ,
આવડી રાવ તે કોને કહીએ. જુઓ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણી,
ગોળી ફોડી મારી જાણી જાણી. જુઓ૦

---

૩૦

## મીરાંશણગાર

( ઢાળ : ક્યાં ગયો રે પેલો મોરલીવાળો ! )

મુજ અબળાને મોટી મીરાંત, બાઇ! શામળો ઘરેણું મારે સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્ત માળા, ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે? મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણુવટ અંતરજામી રે. મુજ૦
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર હરિને ચરણે જાચું રે. મુજ૦

મીરાંબાઇ

---

૩૧

## ઉભી અરજ કરે મીરાં રાંકડી રે

પ્રભુ પાલવ પકડીને રહી છું પ્રેમથી રે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે મીરાંબાઇ રામને રે—(ટેક)
મારાં દાસીપાનાં દુ:ખ સરવે દૂર કરો રે.
શીશ નામું મારા સદ્ગુરૂને પ્રણામ,
ઉભી અરજ કરે મીરાંબાઇ રામને રે—પ્રભુ પાલવ૦

(સાખી)

સાસરીઆમાં સુખ નહિ, મહીયરિયે નહિ માન;
સુખ દુ:ખની વાતડી, ધરતું નથી કોઇ ધ્યાન;
હવે નથી રહેવું રાણાજીના રાજમાં રે;
રાણો રોષ ભરેલો કૂડો કપટી રાય—ઉભી૦—પ્રભુ૦

(સાખી)

આ સમે હરિ આવજો, વિઠ્ઠલ કરજો વા'ર;
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર;
વહાલા વસમું જાણી વેગે વહેલા આવજો રે;
નહીંતર જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી૦ પ્રભુ૦

(સાખી)

ઉંડે કૂવે ઉતારીઆં, તરત ત્રુટયાં વ્રત;
તારણ હારો તારશે, શામળિયો સમરથ;

એવા વિવેકી વિઠ્ઠલને જાવું વારશે રે;
ટળશે હરિજનોના અંતરના ઉચાટ—ઉભી૦—પ્રભુ૦
( સાખી )
વિશ્વાસે વળગી રહી, ત્રિકમ રાખો ટેક;
આગેં હિંમત આદરી, મન ધારૂં વિવેક;
એવા ભકિતભાવે ભૂદર આવો ભેટવા રે;
હું તો વેચાણી છું, નાથ, તમારે હાથ—ઉભી૦—પ્રભુ૦
( સાખી )
નીતિ ધર્મ નવ છોડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ;
સંહેજે સમુદર ઉતર્યાં, જેને ભેટયા શ્યામ;
એવા પૂરણ પુરુષોત્તમ પધારજો રે;
સત્ય રાખો મારા સાચા સુંદર શ્યામ—ઉભી૦—પ્રભુ૦
( સાખી )
રૂપાળા રણછોડજી, લળી લળી લાગું પાય;
રાણા ઘેર જાવું નથી એવો કર્યો ઠરાવ;
હવે શરણાગતની વા'રે ચઢજો વિઠ્ઠલા રે;
પ્રભુ, કૃપા કરીને રાખો ચરણની પાસ—ઉભી૦—પ્રભુ૦

---

૩૨

## રૂમઝુમતી રમવા નીસરી

કા'ન તારે તળાવ, રૂમઝુમતી રમવા નીસરી રે: (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે, કા'ન તારે તળાવ,
શુંદ્ધ બુદ્ધ સર્વે વીસરી રે (૨)

રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, અંગ કેરી ચુંદડી વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, નાક કેરી નથની વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, કાન કેરાં કુંડલ વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, હાથ કેરાં કંકણુ વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, કેડ કેરો કંદોરો વીસરી રે; (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, પગ કેરૂં ઝાંઝર વીસરી રે, (૨)
રમવા નીસરી રે, રમવા નીસરી રે,
કા'ન તારે તળાવ, રૂમઝુમતી રમવા નીસરી રે. (૨)

---

## ૩૩
## નથની ખોવાઇ

નાગર નંદાજીના લાલ, રાસ રમંતાં મારી નથની ખોવાઇ,
કા'ના જડી હોય તો આલ, કા'ના જડી હોય તો આલ. રાસ૦
નાની નાની નથની ને માંહી ઘરેણું મોતી,
નથનીને કારણે હું નિત્ય ફરૂં છું જોતી–જોતી–જોતી. નાગર૦

નાની નાની નથની ને માંહી જડેલા હીરા,
નથની આપોને મારી સુભદ્રાના વીર–વીર–વીર. નાગર૦

નાનેરી પહેરૂં તો મારે નાકે ના સોહાય,
મોટેરી પહેરૂં તો મારા મુખપર ઝોલા ખાય-ખાય-ખાય. નાગર૦

આંબે બોલે કોયલડી ને વનમાં બોલે મોર,
રાધાજીની નથનીનો શ્યામળિયો છે ચોર–ચોર–ચોર. નાગર૦

નથનીને કારણીએ મેં ઢુંઢયું વૃન્દાવન,
નથની આપોને મારા પ્રાણજીવન વન–વન–વન. નાગર૦

નથની આપોને પ્રભુ નંદના કુમાર,
નરસૈંયાના સ્વામી ઉપર જાઉં બલિહાર–હાર–હાર. નાગર૦

---

## ૩૪

## ગૃહદેવીઓનું મંગલ ગીત

( આંબા અલબેલી દીસો છો આજે રંગમાં રે લોલ–એ રાગ )

“ અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ;
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે લોલ,
અમે શાન્તિ ને આનંદ બધે રેલીએ રે લોલ;
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ.
અમે વાણીથી સ્વર્ગ સુધા રેડીએ રે લોલ;
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ,
અમે ધાત્રીઓ સંસારની ફૂલેવાઇએ રે લોલ;
અમે વીર કાંઇ ઉછંગમાં ઝૂલાવીએ રે લોલ.

અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે લોલ;
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ,
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ;
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ.
દુઃખી માનવીનું શીર અંક રાખીએ રે લોલ;
અમે ઉતર્યાં રોતાંનાં આંસુ લૂછવા રે લોલ,
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ,
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે લોલ.
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ;
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ,
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ;
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ.”

નર્મદાશંકર બાલાશંકર

---

## ૩૫

## મહિડાં

હલકે હાથે તે નાથ મહિડાં વ્હલોવજો,
    મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.........ધ્રુવ૦

ગોળી નન્દાશે નાથ! ચોળી છંટાશે નાથ!
    મોતીડાંની માળા તૂટશે રે લોલ;
ગોળી નન્દાશે ને ગોરસ વહી જાશે,
    ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ—હલકે૦

નાનીશી ગોરશીમાં જમનાજી ઊછળે,
એવી ન નાથ દોરી રાખશો રે લોલ;
નાનીશી ગોરશીમાં અમૃત ઠારિયાં,
હળવે ઉઘાડી નાથ! ચાખો રે લોલ—હલકે૦

[ઈન્દુકુમાર અં. ૨ જો.] ન્હાનાલાલ

---

૩૬

## ફૂલડાંકટોરી

(ઢાળ: આવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન!
ફૂલડાંકટોરી 'ગૂંથી લાવ,
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!
અંજલિમાં ચાર ચાર ચારણી, રે બ્હેન!
અંજલિએ છૂંદણાના ડાઘ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!
ઝીલું નહિ તો ઝરી જતું, રે બ્હેન!
ઝીલું તો ઝરે દશ ધાર:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

ફૂલડાંમાં દેવની હથેળીઓ, રે બ્હેન!
દેવની કટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

[ઈન્દુકુમાર અં. ૧ લો.] ન્હાનાલાલ

---

૩૭

## સ્વપ્નમાં

સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે:
હૈયાનાં હેત તો સતાવે, સાહેલડી!
આશાની વેલ મ્હારી ઉગી ઢળે. ધ્રુવ૦

ચ્હડયું પૂર મધરાતનું, ગાજે ભર સૂનકાર:
ચમકે ચપળા આભમાં,
એવા એવા છે પ્રિયના ચમકાર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝરમર ઝરમર મેહુલો વરસે આછે નીર:
ઉન્હે આંસુ નયનો ભીંજે,
એવાં એવાં ભીંજે મ્હારાં ચીર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

અવની ભરી, વનવન ભરી ઘૂમે ગાઢ અન્ધાર:
ઝબકે મંઢી ધુણિ જોગીની,

એવા એવા છે પ્રિયના ઝબકાર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર:
પડે પતંગ, મંહી જલે,
એવી એવી આત્માની અધીર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચન્દ્રની ધાર:
સ્નેહીનાં સંભારણાં,
એવાં એવાં ખૂંચે દિલ મોઝાર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

[રાસ, ભા. ૧ લો.] ન્હાનાલાલ

---

૩૮

## સંભારણાં

રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝુલે રસપારણાં, હો બ્હેન!
ત્હારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં, હો બ્હેન!
લઉં હું વારણાં, હો બ્હેન!

શરદ પુનમનો ચાંદલો, ઘડી ચમકીને જાય;
વરસ દિવસ વીત્યે, સખિ! દોહ્લ દર્શન થાય.

અન્ધારી રજનીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝુલે રસપારણાં, હો બ્હેન!

ત્‍હારે ચમકે અમૃતઅતિથિનાં સંભારણાં, હો બ્‍હેન !
લઉં હું વારણાં, હો બ્‍હેન !

મેઘ ઝરે, રસ નીતરે, આંબો ઝોલાં ખાય;
ખીલે ન મ્‍હોર, ન મંજરી; સખિ! નથી આ ઋતુરાય.

સૂની રજનીઓમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્‍હેન !
ઝુલે રસપારણાં, હો બ્‍હેન !
ત્‍હારે ઝબકે રાજનઅતિથિનાં સંભારણાં, હો બ્‍હેન !
લઉં હું વારણાં, હો બ્‍હેન !

દૂર દૂરની કુંજમાં મોર કરે ટહુકાર;
સખિ! ટહુકામાં જીવવું, મોંઘા મોરદિદાર.

લાંબી રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્‍હેન !
ઝુલે રસપારણાં, હો બ્‍હેન !
ત્‍હારે ઝબકે ઉરના અતિથિનાં સંભારણાં, હો બ્‍હેન !
લઉં હું વારણાં, હો બ્‍હેન !

[રાસ, ભા. ૧ લો.] ન્‍હાનાલાલ

---

૩૯

## જનની

( મહીડાનાં દાણુ અમે નહિ દઇએ રે લોલ—એ ઢાળ )

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે.
જનનીની જોડ સખિ ! નહિ જડે રે લોલ—(ટેક)

પ્રભુના એ પ્રેમ તણી પુતળી રે લોલ,
જગથી જુદેરી એની જાત રે—જનની૦

અમીની ભરેલ એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે—જનની૦

હાથ ગુંથેલ એના હીરના રે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે—જનની૦

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સિંચેલ એની સોડય રે—જનની૦

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કૈંક ભર્યા કોડ રે—જનની૦

ચિતડું ચડેલ એનું ચાકડે રે લોલ,
પલના બાંધેલ એના પ્રાણ રે—જનની૦

મૂગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એની લ્હાણ રે—જનની૦

ધરણી માતા યે હશે ધ્રુજતી રે લોલ,
અચળા અચુક એક માય રે—જનની૦

ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ,
સરખો મા–પ્રેમનો પ્રવાહ રે—જનની૦

વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે—જનની૦

ઝગતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
માનો નહિ આથમે ઉજાસ રે
જનનીની જોડ સખિ ! નહિ જડે રે લોલ.

[રાસતરંગિણી] બોટાદકર

---

૪૦

## સાસુ

( મારી માને કે'જો તે આણું મોકલે રે–એ ઢાળ )

વહે ગંગા મારે ઘરઆંગણે રે
એનાં આછાં ઉછળતાં નીર;
સખિ ! સાસુ તણાં સુખ શાં કહું રે ! ( ટેક )

રમે સૂરજ ને સોમ એના અંકમાં રે,
દેવતરૂઓ ઉભાં એને તીર. સખિ ! સાસુ૦

હું તો ભૂલી ભમું ભવમારગે રે,
પડે કાંટા મહીં કદી પાય. સખિ ! સાસુ૦

ઘણાં ઝેરી જનાવર ઘૂમતાં રે,
ભુંડી હૈયામાં ભીતિઓ ભરાય. સખિ ! સાસુ૦

મને કેડા દેખાડે કને રહી રે,
મારો સાચવીને કર સ્હાય. સખિ ! સાસુ૦

રહે વસમા કાંટા વન વીણતાં રે,
ઝીલે આડા ઘડી–પળ ઘાય. સખિ ! સાસુ૦

ધરી અંગે આભૂષણુ ઓપતાં રે,
હું તો લાગું લળી-લળી પાય. સખિ! સાસુ૦

મને ઉંડેરી આશિષ આપતાં રે,
એને કાળજે કૈં-કૈં થાય. સખિ! સાસુ૦

સ્હેજ રાજ ત્યજી ઉર રાચતું રે,
એની મોટપ કેમ મપાય? સખિ! સાસુ૦

મારા રૂડા સોહાગની રાખડી રે,
નવા જગની એ તો મુજ માય. સખિ! સાસુ૦

એની સેવા કરી સુખ સાધશું રે,
ઉરે લેશું ઝીલી ઉરલ્હાણુ. સખિ! સાસુ૦

એને દેશું વિસામો વાટમાં રે,
એના પ્રીતિથી પૂરશું પ્રાણુ.
સખિ! સાસુ તણું સુખ શાં કહું રે!

બોટાદકર

---

૪૧

## વીરાનાં વારણાં

ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ:
મોંઘામૂલો છે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ:
બીજો સુહાગી મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ:
કુલમાં ખીલે છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
એક તો આનન્દ મારા ઉરનો રે લોલ:
બીજો આનન્દ મારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
દેવે દીધી છે મ્હને માવડી રે લોલ:
માડીએ દીધો મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

[ન્હાના ન્હાના રાસ, ભા. ૧ લો] ન્હાનાલાલ

---

૪૨

## હીંચકાની દોર

કોણે હિલોળી આ હીંચકાની દોર ?
મારી કોણે હિલોળી હીંચકાની દોર ?

નિરાંતે ઝૂલતી'તી એકલી આનંદમાં,
કોણ મારે મંદિરિયે પેઠો એ ચોર? મારી૦

ફંગોળો નાંખ્યો તે પૂગ્યો છે આભમાં,
દોર તૂટે એટલું કીધું છે જોર. મારી૦

હૈયું જો ધબકે છે મારૂં, સાહેલડી!
કંપે છે થરથર કાળજાની કોર! મારી૦

બ્રહ્માંડ ડોલતું દેખું છું ફેરમાં,
ચસક્યું હા! ચિત્તડું રહે ન ઠોર. મારી૦

શાણી સહિયર! કોઇ હાથ ઝટ ઝાલજો,
હળવે ઉતારજો હીંચકાનો તોર. મારી૦

[નવાં ગીતો, ભા. ૨ જો.] ત્રિભુવન વ્યાસ

---

૪૩

## નીંદરભરી

નીંદરભરી રે ઝુલાલે ભરી
એની બાની આંખડી નીંદર ભરી રે!

નીંદરને દેશ એની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી—એની બાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચડી—એની બાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરીયા દૂધના કટોરા ધરી—બેની બાની૦
નીંદરનો બાગ કાંઇ લૂંબે ને ઝુંબે,
કળીઓ નીતારીને કચોળી ભરી—બેની બાની૦
સીંચ્યાં એ તેલ મારી બેનીને માથડે,
નાવણુ દેતી રે ચાર દરિયા પરી—બેની બાની૦
છીપોની વેલડીને જોડ્યા જળ-ઘોડલા,
બેસીને બેન જાય મુસાફરી—બેની બાની૦
સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઉગ્યો ને બેન આવ્યાં ફરી—બેની બાની૦

[ વેણીનાં ફુલ ] ઝવેરચંદ મેઘાણી

---

૪૪

## ભાભી

( મહીડાનાં દાણુ અમે નહિ દઇએ રે લોલ—એ ઢાળ )

ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ,
  ઘરમાં ભાભીનાં એવાં ગીત રે.
  ભાભીના ભાવ મને ભિંજવે રે લોલ. (ટેક)
વીરા મારાની મધુર મોરલી રે લોલ,
  નવલા એ રાગ વહે નિત્ય રે—ભાભીના૦
છોડી પિયરની એને પાલખી રે લોલ,
  મૂકી માયાભરી માત રે—ભાભીના૦

વ્હાલાંનો સંગ કર્યો વેગળો રે લોલ,
મારા એ બન્ધવાને માટ રે—ભાભીના૦
સહિયરનો સાથ ત્યજ્યો સામટો રે લોલ,
દાદાનો દૂર કર્યો દેશ રે—ભાભીના૦
ખાંતનાં ભરેલ ત્યજ્યાં ખેલણાં રે લોલ,
છોડ્યો બાળાપણ વેશ રે—ભાભીના૦
સાખી શકે ન અમરસુન્દરી રે લોલ,
એવો અમોલ એનો ત્યાગ રે—ભાભીના૦
શાં શાં તે મૂલ એનાં આંકિયે રે લોલ;
શા શા સમર્પિએ સોહાગ રે—ભાભીના૦
એને માડીનો સોહ મોડિયો રે લોલ,
રૂડાં દાદાજીનાં રાજ રે—ભાભીના૦
વ્હાલ અખંડ મારા વીરનું રે લોલ,
લાખ ટકાની કુળલાજ રે—ભાભીના૦
એને મંદિર, એને માળિયાં રે લોલ,
સોળે સજાવું શણગાર રે—ભાભીના૦
એને તે કોષ તણી કુંચીઓ રે લોલ,
હીરા ને મોતીઓ હજાર રે—ભાભીના૦
એ તો અમારી અન્નપૂરણા રે લોલ,
વીરાના વંશ કેરી વેલ્ય રે—ભાભીના૦
હસતી ઉષા એ અમ આભની રે લોલ,
રઢિયાળી રંગડાની રેલ રે—ભાભીના૦

માડી જાયો તે મધુર મોરલો રે લોલ,
ભાભી ઢળકતી શી ઢેલ રે—ભાભીના૦

વીરો મ્હેરામણુ મીઠડો રે લોલ,
શીળી સરિતની એ સેર રે—ભાભીના૦

ચળકો સદાય એનો ચાંદલો રે લોલ,
જીવો એ જુગ—જુગ જોડ રે—ભાભીના૦

હૈયાં એ હેતભર્યાં હિંચજો રે લોલ,
પૂરો પ્રભુજી એના કોડ રે—ભાભીના૦

રાસતરંગિણી ] બોટાદકર

---

૪૫

## વાલ્યમનાં વેણુ

( મારી માને કે'જો તે આણું મોકલે રે—એ ઢાળ )

ગાજે વડલો વિહંગ તણાં ગાનથી રે,
માંહિ ટહુકે કળાયલ મોર;
મને વ્હાલાં વાલ્યમજીનાં વેણુલાં રે. (ટેક)

એવો ઉરનો આનન્દ એક બોલડે રે,
એ તો લાગે કાળજડાની કોર. મને૦

એને અમૃત તો એક–એક અક્ષરે,
સખિ ! શીળા–શીળા એના સૂર. મને૦

રોમે–રોમે રૂડો રસ રાજતો રે,
ચડે હૈયામાં પ્રેમ તણાં પૂર મને૦

જાણે વરસે કો મન્દ-મન્દ મેહુલો રે,
સરે આછી સલિલ કેરી સેર. મને૦
જાણે ફૂલડાં ઝરે કોઇ ફોરતાં રે,
લળી આવે સાગર તણી લ્હેર. મને૦
દીસે જાદુ જરૂર એની જીભમાં રે,
હું તો ભૂલી ગઇ તન ભાન. મને૦
રહે મનને નચાવી એની મોરલી રે,
મારા ઉરનો કોડીલો એ કા'ન. મને૦
ભલે વરસે અંગાર કોઇ આભથી રે,
ભલે કરવતથી કાળજુ કપાય. મને૦
રહે રસની સરિત ઉરે રેલતી રે,
પછી જુઠા સંતાપ સહુ જાય. મને૦

બોટાદકર

---

૪૬

## મનામણાં

વઉવારૂને કોણ મનાવા જાય;
ચુંદલડી ને રે ઓઢું દીનાનાથ,
ચુંદલડીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને સસરો મનાવા જાય;
ચુંદલડી ને રે ઓઢું દીનાનાથ,
ચુંદલડીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને જેઠ મનાવા જાય;
ચુંદલડી ને રે ઓઢું દીનાનાથ,
ચુંદલડીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને પરણ્યો મનાવા જાય;
ચુંદલડી ઝટ રે ઓઢું દીનાનાથ,
ચુંદલડીમાં રાતી કસુંબલ ભાત.

[ રઢીઆળી રાત. ભા. ૧. ]

૪૭

## સાયબાની મીઠી શીખ

સૈયર મોરી! ગરબા કોર્યા ચાર જો,
ગરબડીએ રમે રે તેવતેવડી રે લોલ.

સૈયર મોરી! શરદ પૂનમની રાત જો,
અજવાળાં પડે રે માણેકચોકમાં રે લોલ.

હું ઉભી મારા ઓરડિયાની બા'ર જો,
સૈયરૂં આવે રે મુજને તેડવા રે લોલ.

સૈયર મોરી! સસરાને જગાડો જો,
સસરાનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી! સાસુને જગાડો જો,
સાસુનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી! જેઠને જગાડો જો,
જેઠનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! જેઠાણીને જગાડો જો,
જેઠાણીનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! સાયબાને જગાડો જો,
સાયબાનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

ગોરી મોરી ! આછા સાળુ ઓઢો જો,
પરબતડી ભીડો તો દીસો પાતળાં રે લોલ.

ગોરી મોરી ! હળવે તાળી પાડો જો,
હાથડિયા ચમચમશે ખંભા દુખશે રે લોલ.

ગોરી મોરી ! હળવે કુંદડી ફરજો જો,
ફેરડિયા ચડશે, ને થાશો આકળાં રે લોલ.

ગોરી મોરી ! ઝીણે રાગે ગાજો જો,
જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ.

[રઢીઆળી રાત]

---

## ૪૮

## તલવારનો વારસદાર

( ઢાળ–સોના વીધા મારા શ્યામ ઓલડા આ સોના વીધા રે !)

ભીંતે ઝૂલે છે તલવાર
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે
કેટયે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી કેટયે ઝૂલે રે

મારા બાપૂને બ્હેન! એ બે કૂંવરિયા
એ વચ્ચે પાડ્યા છે ભાગ
*હાંરે બેની! બે વચ્ચે પાડ્યા છે ભાગ—બાપૂજી૦

મોટે માગી છે મો’લ મ્હેલાતું વાડીયું
નાને માગી છે તલવાર
*હાંરે બેની! નાને માગી છે તલવાર—બાપૂજી૦

મોટો મ્હાલે છે મો’લ મેડીની સાયબી
નાનો ખેલે છે શિકાર—બાપૂજી૦

મોટો ચડિયો છે કાંઇ હાથી-અંબાડિયે
નાનેરો ઘોડે અસવાર—બાપૂજી૦

મોટો કાઢે છે રોજ કાવા કસૂંબલા
નાનેરો ઘૂમે ઘમસાણુ—બાપૂજી૦

મોટો પોઢે છે લાલ રંગીલે ઢોલીએ
નાનો ડુંગરડાની ધાર—બાપૂજી૦

મોટો મઢાવે વેઢ વીંટી ને હારલા
નાનો સજાવે તલવાર—બાપૂજી૦

મોટાને સોહે હીર-ઝરિયાની આંગડી
નાના ને ગેંડાની ઢાલ—બાપૂજી૦

મોટો સંતાય સુણી શત્રુના રીડિયા
નાનેરો દ્યે છે પડકાર—બાપૂજી૦

---

*બધી કડીઓ ત્રીજીવાર આ રીતે ગવાશે તો રાસડો ચગાવી શકાશે.

મોટો ભાગ્યો છે સેન શત્રુનાં ભાળતાં
નાનેરો ઝીંકે છે ઘાવ—બાપૂજી૰
મોટો જીંગ્યો છે પાય શત્રુના પૂજતો
નાનેરો સૂતો સંગ્રામ—બાપૂજી૰
મોટેરે માડી ! તારી કૂંખું લજાવી
નાને ઉજાળ્યા અવતાર—બાપૂજી૰
મોટાનાં મોત ચાર ડાઘૂડે જાણિયાં
નાનાની ખાંભી પૂજાય—બાપૂજી૰
ભીંતે ઝૂલે છે તલવાર
બાપૂજી કેરી ભીંતે ઝૂલે રે !
ભેટયે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટયે ઝૂલે રે !

[વેણીનાં ફુલ] , ઝવેરચંદ મેઘાણી

---

૪૯

## ચાંદલિયો

આસો માસે શરદ પૂનમની રાત જો,
ચાંદલિયો ઉગ્યો રે સખિ મારા ચોકમાં.
સસરો મારો પેલા જનમનો બાપ જો
સાસુ રે પેલા જનમની માવડી.
જેઠ મારો આષાઢીલો મેઘ જો
જેઠાણી ઝબૂકે વાદળ વિજળી.

દીયર મારો ચાંપલિયાનો છોડ જો
દેરાણી ચાંપલિયા કેરી પાંદડી.

નણંદ મારી વાડી માંહેલી વેલ્ય જો
નણદોઇ મારો વાડી માંહેલો વાંદરો.

પરણ્યો મારી સગી નણંદનો વીર જો
તાણીને બાંધે રે નવરંગ પાઘડી.

---

૫૦

## કુટુંબ વત્સલતા

વ્હાલું કુટુંબ મને વિશ્વમાં રે લોલ;
વ્હાલમાં વિભુનો સદા વાસ જો—વ્હાલું૦

સસરા મારા તે દેવતુલ્ય છે રે લોલ;
સાસુજી જાણે બીજી માત જો—વ્હાલું૦

જેઠજી મારા તે સૂરજ ચળકતા રે લોલ;
જેઠાણી જાણે ઉષા નાર જો—વ્હાલું૦

દીયર કોડીલા મારા કુળમાં યે લોલ;
હોંસે હસાવી ખુશી થાઉં જો—વ્હાલું૦

દેરાણી રૂડી ગૃહે ચાંદની રે લોલ;
દીપાવે સ્વર્ગ શાં આવાસ જો—વ્હાલું૦

નણદી ન્હાની શી જાણે કુલકળી રે લોલ;
નણદોઇ નશીબદાર ભૃંગ જો—વ્હાલું૦

બન્ધુ આશાનો મારો દીવડો રે લોલ;
અજવાળે તાતનું એ કુળ જો—વ્હાલું૦
બ્હેની સમાન શીલ સહચરી રે લોલ;
દીલડું ઠારીને કરૂં વાત જો—વ્હાલું૦
બાળુડો મારો જીવન તાંતણો રે લોલ;
બાળકી દીપાવે મારી કુખ જો—વ્હાલું૦
દાસી હું દીન મારા નાથની રે લોલ;
હૈયાનાં હેત ને ઉલ્લાસ જો—વ્હાલું૦
પ્રીતિની વાડી બધી ખીલતી રે લોલ;
સીંચી હું સ્નેહં સુખી થાઉં જો—વ્હાલું૦
અહા! કુટુંબ પ્રેમ નાવડું રે લોલ;
નાવડે સુકાની ગૃહનાર જો—વ્હાલું૦

[ધીરજનાં કાવ્યો] ધીરજ

---

૫૧

## મેંદી રંગ લાગ્યો રે

મેંદી તે વાવી માળવે,
એનો રંગ ગયો ગુજરાત
મેંદી રંગ લાગ્યો રે.
નાનો દેરીડો લાડકો ને
કાંઇ લાવ્યો મેંદીનો છોડ—મેંદી રંગ લાગ્યો રે.

વાટી ઘુંટીને ભર્યાં વાટકા,
ભાભી રંગો તમારા હાથ—મેંદી રંગ લાગ્યો રે.
હાથ રંગીને દેરી શું રે કરૂં,
એનો જોનારો પરદેશ—મેંદી રંગ લાગ્યો રે.
લાખ ટકા આલું રોકડા,
કોઇ જાવ જો દરીઆ પાર—મેંદી રંગ લાગ્યો રે.
શોકયના સાયબાને જઇ એટલું કે'જો,
તારી બ્હેની પરણે ઘેર આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
બ્હેની પરણે તો ભલે પરણે,
એની ઝાઝા દિ રોકજો જાન—મેંદી રંગ લાગ્યો રે.
શોકયના સાયબાને જઇ એટલું કે'જો,
તારો વીરો પરણે ઘેર આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન—મેંદી રંગ લાગ્યો રે.
શોકયના સાયબાને જઇ એટલું કે'જો,
તારી માડી મરે ઘેર આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
માડી મરે તો ભલે મરે,
એને બાળજો ઓરડી હેઠ—મેંદી રંગ લાગ્યો રે.
શોકયના સાયબાને જઈ એટલું કે'જો,
તારી માનેતીની ઉઠી આંખ—મેંદી રંગ લાગ્યો રે.
હાલો સિપાઈઓ, હાલો ભાઇબંધીઓ,
હવે હલકે બાંધો હથીઆર—મેંદી રંગ લાગ્યો રે.

હાં રે એક રૂડા
કન્યાને હાથ રમતી કંકાવટીનો રાતૂડો રંગ,
હાં રે બીજો રૂડા
બજરંગની ધજાનો ગગને ઉડન્ત રાતૂડો રંગ.
હાં રે મને રૂડા
પરભૂજીનો સજેલો સંસારે સર્વ રાતૂડો રંગ,
હાં રે એક ફૂડા
ક્રોધાળ માનવીની કો' જીભ તણો રાતૂડો રંગ.

[વેણીનાં ફુલ] ઝવેરચંદ મેઘાણી

---

૫૩

## ફૂલની પાંખડી

( ઢાળ: પ્રીતમ પરાહુના, મહારાજ ! )

ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ મધુરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન:
ફૂલની પાંખડી લ્યો પ્રાણ !
સ્વજન સ્નેહનાં ઝરણ રેલે,
દિલદરિયાવ અહો એ ઝીલે !
પ્રાણ પાંખડી ખીલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન ? ફૂલની૦

છલકાતા રસભાવતરંગે,
પ્રકાશપરિમલ ઉછળે અંગે;
પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે,
ત્યાં બીજાં શાનાં ધ્યાન? ફૂલની૦

અનંતદલ પર વ્હાલાં મ્હાલે,
અમરવેલ સુરતરૂ સમ ઝૂલે;
પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રગટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન! ફૂલની૦

દષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલઉમળકે મધુરૂં વિલસતાં;
રસિયા જન કલ્લોલ કરે,
ત્યાં આધીનતાનાં તાન: ફૂલની૦

પ્રાણ સમાં પ્રિયજનંને પરિચય,
રૂમઝુમતું મમ જીવન રસમય;
એમાંની આ એક જ—
ફૂલની પાંખડી લ્યો પ્રાણ!
ઉરની એ મધુરી લ્હાણ;
અમીમય આંખને એંધાણ:
ફૂલની પાંખડી લ્યો પ્રાણ!

લલિત

## ૫૪

## રામનામ

સીતારામનાં સન્તાન
પૂણ્યભૂમિનાં સન્તાન!
આવો હો! રામનામ ઝીલવા.
નીતિ રાજ્ય નિપુણતામાં રામરાજ્ય શોભતું;
સ્નેહધર્મ શુદ્ધતામાં રામજીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન
પ્રભુ ગીતડાંને તાન
આવો હો! રામનામ ઝીલવા.
માતૃપ્રેમ-પિતૃપ્રેમ-ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ-પત્નીપ્રેમ-મિત્રપ્રેમ નિરખવા;
રામજીવનમાં માન
લઇ, ભારતીસન્તાન!
આવો હો! રામરામ ઝીલવા.
પુનિત પગલે ગૃહે ગૃહે સીતા સતી પધારે,
પત્નીભક્ત પતિ રામ જીવનમાં ઉતારે;
હિંદ સ્વર્ગને સમાન:
રામસીતાને ગાન:
સહુ ભારતી સન્તાન!
આવો હો! રામનામ ઝીલવા.

રાયચુરા

૫૧

## અસાડિલા રાજ

( સાંજે મ્હારી સુંદડી—એ ઢાળ )

આવ્યા આવ્યા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !
લાવ્યા એ તો સૌભાગ્યભર્યા સાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

પુણ્ય પવનની શાન્તિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માંડ એ હિન્ડોળ રે !
વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઈ
ગાજે ઘેરૂં ઘન ઘોર;
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

સૂતા પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા;
ઓંકાર ઓધ ઝીલી વધ્યા જડપાજ;
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન વેરાન્યું,
ઉલટ્યાં રસાતાળ ઉંડાં રે !
હવે મ્હણો મ્હારા દિલનો મ્હેરામણ,
રહે ભીંજાતી છોળ !
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઘેલીતૂર નાર હું તો,
ડોલાવી ડોલાઉં હું તો;
રસગુણથી રસે રસરાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હળવી હથેળિયે રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝુલાવું રે!
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે,
એકલી જાણી મ્હને હસાવે;
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હસાવી હસું ન હું તો,
ફ્હોને બીજું શું કરૂં તો?
એની હરવી હારી ગઇ લાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

[લલિતનાં કાવ્ય] લલિત

---

## ૫૬

## પંદર તિથિઓ

પડવાની પણ પ્રીત ગટ મટ ભૂલી રે,
મારા હરિ વીના એક વાત સરવે સૂની રે. ૧
બીજે બાળે વેશ રહી છું બાળી રે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળી રે. ૨
ત્રીજે ત્રિભુવનરાય સજ પધારો રે,
હરિ આવોને આપણે ઘેર હેત વધારો રે. ૩

ચોથે ચંચળ નાર ચતુરા ચાલે રે,
પેલો વડોદરાનો વેદ દુખડાં ટાળે રે. ૪
પાંચમના પડદા હરિ શું રાખ્યા રે,
મારે પ્રેમરસ પીવા કાજ હરિરસ ચાખ્યા રે. ૫
છઠ્ઠીના લખીઆ લેખ તે તો કેમ ટળશે રે,
મારા પેલા ભવની પ્રીત આવી મળશે રે. ૬
સાતમના સંતાપ હરિ શું અમને રે,
આ શું કહીએ મહારાજ લાજ નહિ તમને રે. ૭
આઠમે ઓચ્છવ થાય હરિ હોય હેલી રે,
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલી રે. ૮
નોમે નમેરા નાથ નમેરા ના થઇએ રે,
આ ગોકુળિયું મેલી મથુરાં ના જઇએ રે. ૯
દશમે દિનરાત દેહી મારી દાઝે રે.
ઘેર નાવલીઓ રીસાય તે ઘણું સાલે રે. ૧૦
એકાદશીનાં વ્રત મારે કરવાં રે,
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવાં રે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન અમને દેજો રે,
મારા શામળીઆ ભગવાન સન્મુખ રહેજો રે. ૧૨
તેરશના તો તંન અમારાં તુટયાં રે,
આ હરિ હરિ કરતાં હોઠ અમારા સુકયા રે. ૧૩
ચોદસે તો ચતુર નર વાહાયા રે,
ઘેર રાધા સરખી નાર શું રીસાયા રે. ૧૪
પૂનમે તો પંદર તથી થઈ કહાવે રે,
મુને સેજડીએ સુતાં નિદ્રા ન આવે રે. ૧૫

૫૭

## પંદર તિથિઓ

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહાવનના તે મારગ ઝાલ્યા રે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧
સખી બીજે મઢીમાં બિરાજેરે, જેવાં નદીઓતણાં નીર ગાજે રે;
રામ મેલી ગયા રૂડું રાજ, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૨
સખી ત્રીજે તે વનની ઝાડી રે, દસ ફૂળ મંગાવે છે દહાડી રે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૩
સખી ચોથે કેવડીઓ મ્હેકે રે, ફાલ્યો ફૂલ્યોને મોગરો મ્હેકેરે;
એવી લીલી લતાઓ લહેકે, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યો રે, પાંખ લીલી ને કાંઠલો કાળો રે;
રામ નામ ભણતો ભાળ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૫
સખી છઠ્ઠે છેતરવાને આવ્યો રે, કૂડો કપટી રાવણ સાથે લાવ્યો રે;
બે મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૬
સખી સાતમે શ્રીહરિ સમર્યા રે, વાડી ભેળી ઉડાડયા ભમરા રે;
રૂખ સાહીને ઉપાડયા ડમરા, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૭
સખી આઠમે એને નીહાળ્યો રે, ધનુષ ધારીને મરગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૮
સખી નોમે તે નાખ્યું તીર રે, જઈ વાગ્યું છે મરગને શિર રે;
ધાજો ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૯
સખી દશમે કહે લક્ષ્મણને રે, બેલી વીરો બોલાવે છે તમને રે;
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૦

સખી એકાદશી અપવાસી રે, લંપટ લેવાનો લાગ તપાસી રે;
રાવણ સીતાને લઇ ગયો નાસી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૧
સખી બારસે હનુમાન બળિયોરે, ઠેકી સમુદ્રને પાર નીકળિયોરે;
જઇ જોગમાયાને મળિયો, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૨
સખી તેરસે ત્રંબાળુ બાગે રે, ડાક હનુમાન કેરી વાગે રે;
લાય લંકા ગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૩
સખી ચૌદશે ચિત્ત વિચારી રે, ફોજ વાંદરાની રચી સારી રે;
રામે રાવણને નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે; ૧૪
સખી પૂનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યા રે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૫
સખી પંદર તિથિ થઇ પૂરી રે, એમાં એકે નથી અધૂરી રે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે.

---

## ૫૮

## લાલજીના મહિના

લાલજી કારતક મહિને રથ જાદવરાયે જોતર્યા,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧
લાલજી માગશર મહિને મેલી મથુરાં ગયા,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૨
લાલજી પોષ મહિને પોપટ બેઠો પાંજરે,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૩

લાલજી મહા મહિને મારા હૈયામાં હોંશો ઘણી,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૪

લાલજી ફાગણ મહિનો ફૂલે ગુલાલે ઘેરીઓ,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૫

લાલજી ચૈતર મહિને ચતુર્ભુજ બોલાવીઆ,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૬

લાલજી વૈશાખ મહિને અબળાની આશા પૂરી કરો,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૭

લાલજી જેઠ મહિને જગજીવન ઘેર આવિયા,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૮

લાલજી અષાઢ મહિને વાયે હીંડોળે હીંચતાં,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૯

લાલજી શ્રાવણ મહિને શરવણીએ બહુ વરશીઓ,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧૦

લાલજી ભાદરવો પણ ભરે પૂરે બહુ ગાજીયો,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧૧

લાલજી આસો માસે શરદ પૂનમની રાતડી,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧૨

---

## નંદલાલના મહિના

આવોને નંદલાલ રમવા આવોને રે,
રમવા સરિખી રાત મળી છે;
રમવાનો છે જોગ, રમવા આવોને રે.
મારા શામળિયા ભગવાન, રમવા આવોને રે.
ના'વો તો નંદજીની આણ " " "
નરસે થયા છો નાથ, " " "

કારતક તો મેં કષ્ટે રે કાઢયો,
ભરદરીએ જેમ જહાજ—રમવા આવોને રે. ૧

માગશર મહિને મારગડે મેલી,
હવે અમારૂં કોણ છે બેલી;
ગિરધર વિના થઈ ઘેલી—રમવા આવોને રે. ૨

પોષ માસે જીવન પ્રાણ તજું છું,
લોકડિયાંની લાજ લોપું છું;
સંસાર ત્યાગ કરૂં છું—રમવા આવોને રે. ૩

મહા મહિને મંદિરિયાં રે સૂનાં,
હરિ વિના આસનિયાં રે સૂનાં;
પ્રભુ વિના કેમ રહેવાશે—રમવા આવોને રે. ૪

ફાગણ મહિને ફરહળતી રે હોળી,
છોકરાં ભરે ગુલાલની ઝોળી;
હરિ વિના કોણ ખેલે હોળી—રમવા આવોને રે. ૫

ચૈતરે ચતુર્ભુજ આવ્યા,
        સૌ લોકનો સંદેશો રે લાવ્યા;
વા'લો મારો કંઇ ન લાવ્યા—રમવા આવોને રે. ૬
વૈશાખે વાવલિયા રે વાયા,
        આંખ ઉઘાડીને ચોદશ જોયાં;
આંસુ પાલવડે લોયાં—રમવા આવોને રે. ૭
જેઠ માસે જગજીવન આવે,
        સૌ લોકો સંદેશા રે લાવે;
વા'લો મારો કંઇ યે ન કહાવે—રમવા આવોને રે. ૮
આષાઢે હું અબળા રે નારી,
        જોબન દરિયે પૂર છે ભારી;
વા'લે મારે મેલ્યાં વિસારી—રમવા આવોને રે. ૯
શ્રાવણે સરવરીયા રે વરસે,
        નદીયે નીર ઘણેરાં રે ભરશે;
વા'લો મારો કેમ ઉતરશે—રમવા આવોને રે. ૧૦
ભાદરવો ભર દરિયે રે ગાજે,
        નીલાં વન નવ પલ્લવ છાજે;
વા'લો મારો લગીર ન લાજે—રમવા આવોને રે. ૧૧
આસો તે માસે આવી દિવાળી,
        લોક વણે છે સેવ સુંવાળી;
વા'લા વિના આ શી દિવાળી—રમવા આવોને રે. ૧૨

---

૬૦

## એક યુગલનું સ્વાર્પણ

બારબાર વર્ષે માધાવાવ ગળાવી,
તોયે ન નિસર્યાં નીર, મારા વ્હાલા.

તેડાવો જોશીને, જોશ જોવડાવો,
જોશીડા જોવડાવો, મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

ઘોડો ખેલાવતા હો વજમલ દીકરા,
દાદાજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહો છો મારા સમરથ દાદા?
શું રે પડ્યાં છે કામ? મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

અમને શું પૂછો મારા સમરથ દાદા?
પારકી જણીને પૂછી આવો, મારા વ્હાલા.

બેટડો ધવરાવતાં હો વહુજી બહેજી,
સાસુજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહો છો મારાં સમરથ સાસુ?
શું રે પડ્યું છે કામ? મારા વ્હાલા.

ભાઇ વાળંદીઆ વીરા વાળંદીઆ,
સન્દેશો લઇ જાજે, મારા વ્હાલા

મારી માતાને એટલું રે કહેજે,
ચુંદડી ને મોડીઓ લઇ આવે, મારા વ્હાલા

પહેલું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
નજરે દેખાયાં નીર, મારા વ્હાલા

બીજું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
નજરે દેખાયાં નીર, મારા વ્હાલા

ત્રીજું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
કાંડાં સમાણું નીર, મારા વ્હાલા

ચોથું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
ગોઠણ સમાણું નીર, મારા વ્હાલા

પાંચમું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
કેડ સમાણું નીર, મારા વ્હાલા

છટ્ઠે પગથીએ જેમ જેમ ઉતર્યાં,
છાતી સમાણું નીર, મારા વ્હાલા

સાતમે પગથીએ જઇ પગ દીધો,
પરવશ પડિયા પ્રાણ, મારા વ્હાલા

[કુમાર વર્ષ–૧.]

૬૧

# જસમાની ગરબી

( રાગ—પુનમ ચાંદનીનો )

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી આ જગમાં ઘણી રે. ૧

તેણે લોકો કાજે વાવ, કૂવા બંધાવીઆ રે,
મોટાં માનસરોવર દેવળ-ધર્મ નિશાળ;
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે. ૨

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક;
નાંખે ઓડણો મટોડા માથે લઇ પણું રે. ૩

પાળે વડની ડાળે ઝુલે બાળક પારણે રે,
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ;
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે. ૪

સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરી રે. ૫

'માટી સારવાને આ કોમળ કાયા કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છે કામ કરે તારી વતી રે.' ૬

જસમા કહે છે 'રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ;
મારા નવરા દહાડા નવ નીઠે કદી રે.' ૭

'જસમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગર તણો તું આવીને જો નોક;
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથી રે.' ૮

'નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓ રે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓ રે.' ૯

'જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બને રે,
તારા હલકા મનના ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખીસકોલી સાકર સ્વાદને રે.' ૧૦

'રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરનાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગન્ધ;
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાં રે.' ૧૧

'જસમા રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચા ખીલે ફૂલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથી રે.' ૧૨

'રાજા જંગલ આગળ બાગ બગીચા ધૂળ છે રે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છે રે.' ૧૩

‘જસમા જંગલની વાતો તું આજ વિસારજે રે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર;
ગાયન સુણવાને કાજે તું મહેલ પધારજે રે.’ ૧૪

‘રાજા નવ રીઝું સારંગી કેરા સૂરથી રે,
મેના મોર બપૈયા ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથી રે.’ ૧૫

‘ઓડણ આવો તો ઉતારૂ મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશું રે.’ ૧૬

‘મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાગે ને કાયા થઇ જાય કૂબડી રે.’ ૧૭

‘ઓડણ આવો તો પીરસાવું મેવા ચૂરમાં રે,
ઝૂલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર;
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાં રે.’ ૧૮

‘મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંસનાં રે,
રાજા! શું છે મારે હય હાથીનું કામ;
દહીં ને દૂધ મઝેનાં ભારે ભૂરી ભેંસનાં રે.’ ૧૯

‘ઓડણ માગી લ્યોને આછા શાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાના ભંડાર;
આવી કંચન વરણી કાયા પર શોભે ઘણાં રે.’ ૨૦

'છાયલ ટકશે આછાં શાળુ તો ફાટી જશે રે,
નાખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર,
પહેરૂં ફૂલતણી માળા તો પરણ્યો રીઝશે રે.' ૨૧

'જશમા કહે તું મુજને કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખિયો આ જગમાં બીજો નથી રે.' ૨૨

'પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળિયામાં બહેકે છે બહુ ફૂલ;
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રૂજતી રે.' ૨૩

'જોને કામ કરતાં એ ન્યાળે તારા ભણી રે,
એના મનમાં તારો પૂરો નહીં વિશ્વાસ;
તારી બૂજ ન જાણે જસમા એ તારો ધણી રે.' ૨૪

'રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે,
મારા પતિને મારો સંપૂરણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે.' ૨૫

'જસમા રાણા ને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે.' ૨૬

'રાજા કાયા ને માયા પર બળ નૃપનું વસ્યું રે,
પ્રભુએ જીવ ધર્યો છે જૂદો કાયામાંય;
ભારે ભૂપતણું પણ તે પર ન ચાલે કશું રે.' ૨૭

'જસમા દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતિને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુઝાય છે રે.' ૨૮

'રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશે રે,
એવી અલ્પ જીંદગી માણે આ સહુ લોક;
રૂડી રહેણી સુખ પરલોકે પૂરણ આપશે રે.' ૨૯

એવું કહીને જસમા ટોપલી લઈ પાછી ફરી રે.
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે. ૩૦

---

૬૨

## રાજા રાણી

( ઓધવજી મૂકો હમારી ચુંદડી-એ રાહ )

સોના બેડું, મારી રૂપલીઆ ઉઢાણી જો,
રાજાની રાણી રે પાણીડાં સંચર્યાં.
આણી તીરે રાણી ભરે પાણી જો,
સામીને પાળે રે વન કેરો મોરલો.
ભરે ભરે ને મોરલો ઢાળી નાખે જો,
રાજાની રાણી રે મોર સાથે રમે.
કોઇએ જઇને રાજાજીને કહ્યું જો,
તમારી રાણી રે મોર સાથે રમે.

એટલે રાજાને ચટકે ચઢી રીસ જો,
હાથમાં લીધાં તીર ને કામઠડાં જો.
રાજાજી શિકાર રમવા ચાલીઆ,
એટલે રાણીજી હળવે રહીને બોલ્યાં જો.
મારજો મારજો હંસ ને હાળીઆર જો,
એક ના મારશો રે વન કેરો મોરલો.
રાખ્યાં રાખ્યાં હંસ ને હાળીઆર જો,
શોધીને માર્યો રે વન કેરો મોરલો.
દિવસ આથમ્યો ને સાંજ પડી ગઈ ત્યાંય જો,
રાજાજી મોર મારીને ઘેર આવીઆ.
ઉઠો રાણીજી દિવડીઆ અજવાળો જો,
રડતાં ને કકળતાં દિવડા અજવાળીઆ.
કહો તો રાણીજી સાંકળાં ઘડાવું જો,
ખીલીએ લખાવું રે વન કેરો મોરલો.
ઘેલા રાજાજી ઘેલડિયું શું બોલો જો,
સોનીના લખેલો મોર કેમ બોલશે.
કહો તો રાણીજી સાડીઓ વસાવું જો,
પાલવડે લખાવું રે વન કેરો મોરલો.
ઘેલા રાજાજી ઘેલડિયું શું બોલો જો,
દોશીવાળીઆનો લખેલો મોર કેમ બોલશે.
મોર મારો પિયરનો પાડોશી જો,
સાસરીઆનો સંગાથી મોર કેમ મારિયો ?

## ૬૩
## મહાકાળીનો ગરબો

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળકા રે લોલ.
મા તારે ડુંગરડે ચડવું તે, અતિ ઘણું દોહ્યલું રે લોલ.
મા તારી પ્રદક્ષિણા કરવી કે, વરણન શું કરૂં રે લોલ.
વિશ્વાસે તપ કરવા બેઠા કે, કેવળ મુનિ થયા રે લોલ.
આવું રૂડું ચોટું ચાંપાનેર કે, ચૌટે ચૌદ મળ્યા રે લોલ.
ત્યાં કાંઇ ગાતાતા ગરબા કે, માજી આવિયાં રે લોલ.
રાયે છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાં રે લોલ.
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતા રે લોલ.
માગ્ય માગ્ય કુટુમ્બ કુશળ ક્ષેમ કે, જંજાળ અતિ ઘણી રે લોલ.
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણાં રે લોલ.
માગ્ય માગ્ય નવે ખંડનાં રાજ્ય કે, ચાંદો સૂર્ય તપે રે લોલ.
માગું માગું એટલું વરદાન કે, મારે મહોલે પધારીએ રે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગિયું રે લોલ.
આજથી છઠ્ઠે ને છ માસ કે, મૂળ તારૂં જશે રે લોલ.
એમ કહી માતા થયાં અલોપ કે, પાવે હાથ ઘસ્યા રે લોલ.

---

## ૬૪
## જોગીરાજ

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભારતને ચોક: અલબેલડી!
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી!—જોયા૦

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલ: અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને.
તપતા ત્રિખંડ રવિ તોલ: અલબેલડી !—જોયા૦

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર: અલબેલડી !
નિરખ્યા, એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ-નૂર: અલબેલડી !—જોયા૦

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધશો વિશુદ્ધ દયારે'મ: અલબેલડી !
જાણ્યા મન માન્યા તપ-સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમ: અલબેલડી !—જોયા૦

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી !
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનકશા સંન્યાસ: અલબેલડી !—જોયા૦

જીવને જડેલ સખી ! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર: અલબેલડી !
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર-હીર: અલબેલડી !—જોયા૦

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણશા વિશુદ્ધ: અલબેલડી !

ધર્મે ધેનુંશા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણુ પીધ દૂધ: અલબેલડી !—જોયા૦

શાને પૂજીશું સખી ! જન્મ-જોગીરાજને ?
ઘોળ્યાં કુંકુમ કનકથાળ: અલબેલડી !
શાને વધાવશું એ વિશ્વ-જોગીરાજને ?
ગૂંથી નક્ષતારકની માળ: અલબેલડી !—જોયા૦

જોગી પરભોગી લુખાં ભૂષણે નારાજ છે,
જોગીને વ્હાલો જીવનભોગ: અલબેલડી !
મુક્તિને પન્થ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોક: અલબેલડી !
જોયા બ્રહ્માંડ ઘૂમી એક જોગીરાજ એ.

[રાસ] કેશવ હ. શેઠ

---

૬૫

## હુંડી

મારે શામળીઆ સરખો સરદાર રે, સમરૂં ગિરધારી,
ધણી ધાર્યો દુવારકાનો નાથ રે, સમરૂં ગિરધારી;
મારે કોઇ નથી પરવાર રે, સમરૂં ગિરધારી,
હુંડી દેજો દુવારકાના નાથ રે, સમરૂં ગિરધારી.

જૂનાગઢમાં જોઇ વળ્યા, કાંઇ ન દીઠા મારા નાથ,
હેતે હુંડી શીકારજો, દેજો દેજો દુવારકાના નાથ રે, સમરૂં૦

સુદામાનાં દ્રારિદ્ર કાપિયાં, આવ્યા જ્યારે તમ દ્વાર,
બે મુઠી તાંદુલ આરોગિયા, ત્યારે લક્ષ્મીએ ઝાલ્યા હાથ રે,
સમરૂં૦

ગાંગલ કેરે કારણે ચક્ર ધર્યું મહારાજ,
સુધન્વાને રાખીઓ, તમે તેલ કડાથી તતકાલ રે, સમરૂં૦

જગન કરે ત્યાં જાઓ નહીં, અને વેચાયા મટુકી માંહ્ય
એવા દયાળુ છો તમે, અન્ન એંઠાં આહીરનાં ખાવ રે, સમરૂં૦
કુંવરબાઇનાં મામેરાં પુરિયાં, રાખી સભામાં લાજ,
ગાંસડે ગાંસડે કાપડ લાવિયા, તમે સંતોષી નાગરી નાત રે, સમરૂં૦

કુંવરબાઇની જેઠાણીએ, ન્હાવા મેલ્યાં ઉનાં નીર,
વિઠ્ઠલ વરસાદ વરસાવીઓ, કરી કૃપા બળભદ્રવીર રે, સમરૂં૦

જૂનાગઢના શહેરમાં, સાડા સાતસેં નાગરની નાત,
નાતનું નથી નોંતરૂં, મને નાતે દીધો તિરસ્કાર રે, સમરૂં૦

નહીં બ્રાહ્મણ નહીં વાણીઆ, નહીં શેઠ ને શાહુકાર,
હું છું દાસ તમારો, નાગર બ્રાહ્મણ કંગાલ રે, સમરૂં૦

સોનાં રૂપાં નજરે ન દીઠાં, ન દીઠા મોતીના હાર,
તુલશીની માળા પ્હેરી હું ફરૂં, મારા ઘરમાં નથી વાળીવાલ રે,
સમરૂં૦

બેટી બેટો વળાવીઆં, વળી વળાવી ઘરની નાર,
એક હતું જૂનાગઢનું ઝુંપડું તે તો ઉડાડી દીધું તતકાલ રે,
સમરૂં૦

સાડા સાતસેં રૂપિયા રોકડા, લાવ્યો મારો નાથ,
ગોમતીજીને કાંઠડે, હુંડી આપે દુવારકાનો નાથ રે, સમરૂં૦
નરસી મહેતાની વિનતિ, તમે સાંભળો મારા નાથ,
કર જોડી તમને કહું, હવે હસીને ઝાલો મારો હાથ રે, સમરૂં૦

---

૬૬

## તળાવડી

( ઢાળ : સરોવર પાણીડાં ગઈ'તી, સાહેલડી ! )

ખોબા સમોવડી ભરી તળાવડીમાં
    નાની શી નાવડી ઝૂલતી જી રે;
એમાં એકલડી હીંચું સાહેલડી !
    આનંદ ઘેલડી હું ફૂલતી જી રે.

અમીરસ પાણીડાં પાંખાળી પાવડી
    વીઝું ત્યાં આભને વીંછળે જી રે;
ભીંજે સૂરજ ને ભીંજે ચાંદલિયો,
    નવલખ તારલા નીતરે જી રે.

ઝપકતી ઝપ ઝપ સોનેરી વાદળી
    ફરે ગગનમાં ફૂદડી જી રે;
રસબસ હેયાં ભીંજે રસીલાં,
    ભીંજે મારી નવરંગ ચુંદડી જી રે.

પાણીડાં હલકે ને છલકે તળાવડી,
    આખા જગતમાં રેલતી જી રે;

જ્યાં જ્યાં રેલે ત્યાં ભરતી આનંદની,
દુઃખડાં દૂર કરી મેલતી જી રે.
આવો આવો, સૌ આવો, સાહેલડી !
નિર્મળ જળ પર ઝીલવા જી રે;
નિત નિત નોતમ ખીલતી સુંદર,
કુસુમકળી સમ ખીલવા જી રે.

ત્રિભુવન વ્યાસ

---

૬૭

## વર્ષાનો રાસ

(ઢાળ : ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.)

વર્ષા તો સાત સાત બ્હેનડી રે લોલ;
સાતે તે બ્હેનીઓ અપાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વાદળી રે લોલ;
વાદળી એ જગત જલધાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વીજળી રે લોલ;
વીજળી એ પ્રાણતેજતાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ચાંદની રે લોલ;
ચાંદનીએ ચંદ્રકિરણહાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વેલડી રે લોલ;
વેલડીએ ફૂલમધુભાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ઢેલડી રે લોલ;
  ઢેલડીએ પ્રેમવ્રતવિહાર જો: વર્ષા૦
વર્ષાની એક બ્હેન રૂક્મિણી રે લોલ;
  રૂક્મિણી તે રૂપનો અંબાર જો: વર્ષા૦

કેશરાળજી પરમાર

---

૬૮

## શરદનો રાસ

( ઢાળ—હાંરે સખિ ! દીઠો ડોલરિયો
કાલંદરીને કાંઠે ઉભો રે એ—ગીતનો લય. )

હાં રે સખિ ! મીઠી મધુરી જો ચંદા,
  કે આભ કેરે કાંઠડે ઉગે છે !
હાં રે રાસ રમવાને તારક—વૃન્દા
  કે દેવી જ્યોતે ઝગે છે !
દેવ—બાલિકા સમી એ આભ—ખોળે લાડતી;
  હાં રે એ તો સખીઓ શું સરે મન્દમન્દા:
    હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !
કોટિ કોટિ અમીધાર ગગનેથી નીતરે;
  હાં રે આજ સૌમ્ય બની પૃથિવી નવ—ખણ્ડા:
    હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !
પ્રાણને ઉંડાણ એ ઝળકે અનેરી;
  હાં રે એણે જગને ઓઢાડી તેજકન્થા:
    હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

ભર્યું ભર્યું મુખ એનું આંખને ભરી દે;
હાં રે એ તો જીવન ભરી દે સુખ-કન્દા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!
વિશ્વ-વાંસળીમાં આજ પ્રેમ-સૂર વાગે;
હાં રે એના હૈયે પડે પડછન્દા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!
ઉરમાં અભિલાષ હો! કુંણી કુંણી જાગે;
હાં રે ઉડે રસછોળ આજ સ્વછન્દા!
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

[પ્રસ્થાન વર્ષ ૧૯૮૨] સ્નેહરશ્મિ

૬૯

## કોયલડી

( શે'રનો સુબો ક્યારે આવશે રે—એ ઢાળ )

વાગે વધાઇ વસન્તની રે,
ફૂલડે ઉડે એની ફોર રે કોયલ બ્હેની!
એક 'કુહૂ' કર આજનું રે—(ટેક)
મ્હોરી લતા કંઇ માંડવે રે,
મીઠા આંબલીઆનો મ્હોર રે કોયલ બ્હેની! એક૦
વન-વન વેણુ વિહંગનાં રે,
ઘર-ઘર ગાજતાં ગાન રે કોયલ બ્હેની! એક૦
સૂનાં લાગે સહુ એ સખિ! રે,
પંચમવિણુ નહિ પ્રાણુ રે કોયલ બ્હેની! એક૦

આજ કળી ઉઘડી રહે રે,
  સંતાડયા છેડજે સૂર રે કોયલ બ્હેની ! એક૦

આજ રહે કેમ રૂસણું રે ?
  આજ થવાં શાં ઉદાસ રે કોયલ બ્હેની ! એક૦

ઉભી સખી આવી આંગણે રે,
  પ્રેમનો કરજે પ્રકાશ રે કોયલ બ્હેની ! એક૦

કાલ્ય વસન્ત વહી જશે રે,
  આભમાં ઉડશે આગ રે કોયલ બ્હેની ! એક૦

આવશે મેઘ અષાઢનો રે,
  વીજળી પામશે વાજ રે કોયલ બ્હેની ! એક૦

દાદુરનાદ ડરાવશે રે,
  ઝિલ્લી તણા ઝણુકાર રે કોયલ બ્હેની ! એક૦

માન ત્યારે મન રાખજે રે,
  અવર તણે અધિકાર રે કોયલ બ્હેની ! એક૦

આજ રાણી તું તો રાગની રે,
  સોરભનો શણુગાર રે કોયલ બ્હેની ! એક૦

વેદઋચા તું વસન્તની રે,
  ધીમી સુધા કેરી ધાર રે કોયલ બ્હેની !
    એક 'કૂહૂ' કર આજનું રે.

બોટાદકર

---

૭૦

## ચંદ્ર અને ધરણી

( રાગ દેશ )

ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર,
ચાલ ચાલ જોવાને ચંદ્રમા;
જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાં રે ડોલે સૃષ્ટિ આનંદમાં.

( સાખી )

ધન્ય ધરા-સુંદરી તને, ચતુર ચંદ્ર તું જ કાન્ત,
શાન્તિ પાઠ પઢાવતો, સાધીને એકાન્ત
ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરે રે,
સુવિચલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિતે સ્મરે રે;
ધરોને બ્હેની ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસ પાન.

( સાખી )

ચંદ્રસુખે ચીડાઇને તારાનાં મુખ શ્યામ,
સદ્‌ગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ.
સખી જેને પતિનું માન,
તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઇ તાન. ધરણી પડી૦

(સાખી)

ધરણી–નાર સમ ગૃહિણીઓ સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્રસમ પતિ મળે જય જય ત્યાં ઉચરાય. ધરણી૦

---

૭૧

## વનનાં આમન્ત્રણ

ઢાળ

( પાલવડો મ્હારો મ્હેલો, મોહનજી!
મારગડે મ્હને જવા દિયો;
વળતાં આપીશ દાણ મહીનાં;
મહી મ્હારાં વેચવા દિયો:
પાલવડો મ્હારો વિ.–એ ઢાળ )

વનનાં આમન્ત્રણ આવ્યાં સાહેલડી!
પુરને મહેલ શી ઉણપો હશે?
લીલમ લીલી એ કુંજો ઘેરાય, ત્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે!
વનનાં આમન્ત્રણ૦ ૧

વનમાં કોયલડી ટહુકે, સાહેલડી!
પુરમાંની મેના તો પીંજરે પડી;
વનમાં કો ગોપિકા ગાજે ગગનભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી.
વનનાં આમન્ત્રણ૦ ૨

વનમાંહિ કેસરીની કેસર, સાહેલડી!
પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે;

વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણનાં સ્વપ્ન ઉરે:
વનનાં આમન્ત્રણ૦ ૩

વનમાં સરોવર ઘેરાં, સાહેલડી!
પુરના તો કુંડ કાંઇ છાછરછલ્યા;
વનમાં શકુન્તલા, ને વનમાંહિ રાધિકા;
પુરમાં તો કુબજાનાં કામણ, બલા!
વનનાં આમન્ત્રણ૦ ૪

વનકેરા આંબલા મ્હોર્યા, સાહેલડી!
પુરમાં કટોરાઘાટ કુંડાં ઉભાં:
વનમાં જોગી જહાંગીરી માણે, સખિ!
પુરમાં ગરીબોનાં દિલડાં દૂભ્યાં:
વનનાં આમન્ત્રણ૦ ૫

વનનાં તપોવને તપસી, સાહેલડી!
પુરમાં વણિક કાંઇ વણજે બીલ્યા:
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
પુરમાં મનુષ્યની ઝળકે કલા:
વનનાં આમન્ત્રણ૦ ૬

વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી!
પુરનાં યે પુણ્યપાપ ઓછાં નથી;
વનની મઢુલીમાં સીતાને રામજી,
રમશું ત્ય્હાં વનની કથાઓ કથી:

ચાલો, વનવનની કથાઓ કથી:
વનનાં આમન્ત્રણ૦ ૭

[ન્હાના ન્હાના રાસ ભા. ૨ જો] ન્હાનાલાલ

---

૭૨

## વાદળી ઘૂમે છે

વીજ ચમકે મેહુલીઓ ગાજે છે.
કરે મોર મીઠા ટહુકાર
વાદળી ઘૂમે છે.

નેણુ ચમકે હેતલડાં ગાજે છે
કરે હૈયા મીઠા ટહુકાર—વાદળી૦

દિવસ ચમકે રાતલડી ગાજે છે
એમાં મીઠા જીવન ટહુકાર—વાદળી૦

બ્રહ્મ ચમકે ને બ્રહ્માંડ ગાજે છે
કરે આત્મા ઉંડા ટહુકાર—વાદળી૦

[નવાં ગીતો] ત્રિભુવન વ્યાસ

---

૭૩

## મોરલો

પુરનો મોરલો, હો રાજ!
પુરમાં થનગન થનગન નાચે
પુરનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

સુખની ચોરીઓ, હો રાજ!
આંગણુ થનગન થનગન નાચે
સુખનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

ફૂલની વાડીઓ, હો રાજ!
ફૂલડે થનગન થનગન નાચે
ફૂલનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

રસનાં સરોવરો, હો રાજ!
રસભર થનગન થનગન નાચે
રસનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

[ન્હાના ન્હાના રાસ, ભા. ૧ લો.] ન્હાનાલાલ

---

૭૪

## હૈયાસૂનાં

નિર્જન વનવગડે અલી વાદળી!
જળ શાં ઢોળવાં અમથાં?
રણે રઝદોળવાં અમથાં?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં?
હૃદય શીદ ખોલવાં અમથાં?

ચાતક જળવણુ ટળવળે, મેઘ ચઢ્યો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં; જગ એવું ય નઠોર:

છીછરા સરવરને શીદ મલિન જળે અંધોળવાં અમથાં ?
જવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

સુગન્ધ મિઠ્ઠા લિંબડા, રસમાં કડવા ઝેર;
મુખ મિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ ?

ગરજુ જગવગડે વણુ પાત્ર પ્રણય શો ઢોળવો અમથો ?
ઉરેઉર જોડવાં અમથાં ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?

મોહભીના સંસારમાં, જૂઠા મૃગજળ ઘાટ:
મોંઘી સફરો સ્નેહની, આઘી ઉરની વાટ:

વિજન કો વાડીને એકાન્ત ફૂલો ! શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
કહો, કહાં મળશે વ્હાલો કાન્ત ? સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શી તથા ?
—નિર્જન૦

કેશવ હ. શેઠ

---

७५

## સેવાનાં સન્ત

સેવાનાં સન્ત થઇ રહીએ સાહેલડી !
સેવાનાં સન્ત થઇ રહીએ

સર્વે સંસારની સાથમાં વસીને,
સહુને સહાયકારી થઇએ—સાહેલડી !

આડોશી પાડોશી કુટુમ્બ કબીલે,
રહેમી નજરથી હો ! જોઇએ—સાહેલડી !

સંસારે રૂઢિનો સડો જે પડ્યો છે,
તોડી ભાંડુને સુખ દઇએ—સાહેલડી !

દુઃખિયાનાં દુઃખ સહુ ટાળવાને માટે,
ઘર ઘર જઇ જ્ઞાન દઇએ—સાહેલડી !

સેવાસુધારસ સ્વર્ગીય પ્યાલી,
નિત્યે ભરી ભરી લઇએ—સાહેલડી !

સેવાનાં સન્ત થઇ રહીએ સાહેલડી !
સેવાનાં સન્ત થઇ રહીએ.

[રાસ મન્દિર] રાયચુરા

## ૭૧

## બ્રહ્મનાદ ગાજે

અહો ! બ્રહ્મનાદ ગાજે, શો બ્રહ્મનાદ ગાજે;
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં.
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો બ્રહ્મનાદ૦

બીજરૂપે રહી વૃક્ષનાં, પીએ ભૂમિરસ સાર;
ભૂતળ દળે ઉંડા જળે, પણ વસીએ નિરધાર.

દેહભૂતમાંહી દેવરૂપે મનાઇએ,
તેજમાંહી તત્ત્વ બની તેજમાં સમાઇએ;
શૂન્યમાંહી શબ્દે છવાઇએ—શો બ્રહ્મનાદ૦
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સ્થળ એવું નહિ કોઇ;
કરીએ ક્રીડા નવ અમે, અણુમાં પણ અણુ હોય.
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો બ્રહ્મનાદ૦

કવિ ચિત્રકાર ફુલચંદભાઇ

---

૭૭

## આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

(ઢાળ: આજે ઉત્સવ ફૂલડોલનો)

પુનિત સન્તોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો:
મૈયા ભારતી સોહન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

કુંજે વસન્ત કંઇક ગુંજે નવપ્રેરણા
કોકિલા સુકંઠે ટહુકન્ત: આજે૦
હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી ?
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત: આજે૦
અન્તર મહિં ભક્તિ જગન્નાથ-જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્ત: આજે૦
શોભત જગમોહને બતાવી જીવન-માધુરી,
હિન્દી નવકોડે હસન્ત; આજે૦

મંજુલાલ મજમુંદાર

૭૮

## યુગરેખા

મ્હેકે ભારતનો બાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં;
ઉડે પ્રેમનો પરાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં.

નવજીવનપ્રભાતના વિશુદ્ધ વાયુ વાય છે;
જનનિનો ઝળહળે સોહાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

સત્યને સહકાર દિવ્ય ચેતના મધુ હસે;
ટહુકે હૃદય કોકિલાના રાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

સ્વાર્પણની દેવસરિત વૃક્ષવૃક્ષ વહી રહી;
શીખવતી તળાવોને ત્યાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ઐકયમૂળ વૃક્ષ વિમળ શિતળ છાંય ઢાળતાં;
ઉતારે હૈયાનો થાક:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

કૃત્રિમતા તણી ઉતારી કાંચળી, કુદરતલીલા;
છોડે પિનાકીના પિનાક:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ઋતુ ઋતુના રાજની વિરાજે મુકુટમંજરી;
મ્હાલે જગ મધુકર મહાભાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ફૂલફૂલે કવિબુલબુલો સુણાવે આત્મબોલડા;
શો થશે સ્વરાજફૂલવિપાક !
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

પ્રણવનાદપૂર્ણ માળી મોહનની મોરલી;
ડોલાવે દિશ-દિશના નાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

અંધકવિ હંસરાજ

---

## ૭૮

## ધન્ય મારી ભારત ભૂમિ

( આશાભર્યાં અમે આવિયાં—એ રાગ )

અવનિ ઉછંગ માંહિ ઓપતી રે ને કાંઇ સંત સુભટ કેરી માતરે
—ધન્ય મારી ભારત ભૂમિ રે.
વિદ્યા કલાની રૂડી વાટિકા ને તારા ગર્ભે રતન મણી જાતરે-ધન્ય.
ચરણે મહાવીર ક્ષુધવે ને શિરછતર હિમાલય પ્હાડ રે-ધન્ય.
માથે મુકુટ માયે ધર્યો રે કાશ્મિરી મહા મૂલ્યવાન રે-ધન્ય.
હૈયે હીરના હારલા રે, વહે સિન્ધુ ગંગાનાં નીર રે-ધન્ય.
ઉરેભર્યાં સૂર દૂધડાં રે તે ધાવે શીખ રજપૂત રણધીર રે-ધન્ય.
કેડે કટિબન્ધ મેખલા રે, વિંધ આબુ ગિરિતણી હાર રે-ધન્ય.

જમણે ફરકે મારી માવડીરે તારો પાલવડો કચ્છ ગુજરાતરે–ધન્ય.
ડાબી ભુજાએ બોળી ભુંગળો ને ડંકો વાગે સુદેશ બંગાળ રે–ધન્ય.
ભારત ભૂમિ રે મારી ભારત ભૂમિ તારી રિદ્ધિ સિદ્ધિનો નહિ પાર રે
–ધન્ય.

---

## ૮૦

# મેહમાનોને સંબોધન

( ઢાળ : ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને )

મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો.
મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે:
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી:
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

[પૂર્વાલાપ] મણિશંકર ર. ભટ્ટ



